## નામદાર મુંબઇ સરકારની ગવરમેન્ટ લેબોરેટરીના કેમીકલ.

એનાલાઇઝર સાહેબે અમારી દવાઓની પરિક્ષા કરી સટીફીકટ આપ્યું છે કે તેમાં કોઇ ઝેરી પદાર્થ દવા કે રસાયન વિગેરે નુકશાનકારક ચીજ નથી

**શહેનશાહી અમ્બર પિલ્સ**—સોનાના વર્કવાળી. અમ્બર અને પૌષ્ટિક કીમતી જુનાની દવાઓની બનાવેલ છે તેથી મગજશક્તિ તથા જ્ઞાનતંતુઓની કમજોરી દુર થઇ શારીરિક બળમાં વધારા સાથ ધાતુ ઘટ થઇ બંધેજ વધે છે. વૃદ્ધાવસ્થાના લોકોને નવી જુવાનીની પુરજોશ તાકાત આવે છે ગમે તે કારણથી તાકાત ખોઇ બેઠેલા નિરાશ શખ્સોની આ બીમારી દુર કરી તાકાત વધારવામાં આ દવા અકસીર અને અમૃત છે, ફક્ત ત્રણ દીવસ બબ્બે ગોળી ખાધાથીજ ચોક્કસ ખાત્રી થાય છે અને વીસ દીવસ ખાધાથી લાંબી મુદ્દત સુધી તાકાત કાયમ રહે છે. ઇનામ રૂ. ૫૦૧ આ અમ્બર પિલ્સમાં ઝેરી પદાર્થ કે અફીણ ગાંજો ભાંગ ધતુરો એવી કોઇ કફી વસ્તુ છે એમ સાબીત કરનારને રૂ. ૫૦૧ નું ઇનામ આપીશું. કીંમત ગોળી ૭ ના રૂ. ૨. ગોળી ૪૦ ના રૂ. ૧૦.

**૨ શહેનશાહી તિલ્લા**—ઘણીજ કીમતી દવાઓનો બનાવેલ છે તે લગાડવાથી વગર ઇજાએ એક અઠવાડીકામાં ઇંદ્રીયની રગો—નસોના કમ તાકાતી દુર થઇ તેમાં સખ્તાઇ અને પુરજોશ તાકાત પેદા થાય છે. કીમત શીશી ૧ ના રૂ. ૫. આ સિવાય બીજા દર્દોની દવાઓ માટે અમારૂ પ્રાઇસલીસ્ટ વાંચો લાંબી મુદતના હઠીલા અને ભયંકર દર્દોવાળા ઘણા દર્દી જે અનેક દવાઓ વાપર્યા છતાં નિરાશ થએલ તેઓને સંપૂર્ણ આરામ થયો, દર્દીએ દર્દની હકીકત ખુલાસાવાર લખવાથી નેક સલાહ તથા ઝડપથી લાગુ થાય તેવી દવા તથા દવાની પુરી વિગત અહીંથી મળશે. લખો:—

**હકીમ મહમદ બી. એચ. મોલવી એન્ડ કાજી અબાસી**

**દવાખાના, જેતપુર**—કાઠીયાવાડ.

અડકાડી રાખી કોઈ આત્માનું ધ્યાન કરતાં તે આત્મા મારફતે સદરહુ યંત્ર નીચે મુકેલા કાગળમાં તે લખીને જવાબ આપે છે. વાપરવાની બુકયંત્ર સાથે મોકલનામાં આવશે. કીંમત રૂ. ૨-૧૨-૦ પોષ્ટેજ સાથે.

**આશાભાઈ વાઘજીભાઈ પટેલ**

મુ. કરમસદ, તાલુકે આણંદ, જીલ્લે ખેડા

---

## સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ.

મુંબાઇના એજન્ટ:—

**વર્ધમાન એન્ડ સન્સ.**

પાયધુની-મુંબઈ.

સુરતના એજન્ટ:—

**બુકસેલર્સ હરિલાલ એન્ડ પ્રાણલાલ**

નવજીવન પુસ્તકાલય સ્ટેશનરોડ-સુરત.

દરેક સ્થળે એજન્ટ જોઇએ છે!



**દેશબંધુ દાસનું મોટું જીવન ચરિત્ર, સચિત્ર પૃષ્ટ સંખ્યા લગભગ ૨૦૦ કિં. બાર આના.**

**પૂર્ણિમા આ પુસ્તક મળી શકતું નથી અમે માત્ર દશ નકલ મેળવી શકયા છીએ. તાકીદે મંગાવો કિં. દોઢ રૂપીઓ.**

**ગાંડિવ સાહિત્ય મંદિર**

કેળાપીઠ—સુરત.

# જાણવા જેવું.

## ઢીલ થવાનું કારણ.

" ધીરજના કાવ્યો " વાંચનારાઓની સેવામાં રજુ કર્યા પછી તરતજ અમે શ્રી. જ્યોતિ ( બી. એ. ) ની લખેલી એક સુંદર સામાજીક નવલકથા આપવા ધારેલી અને તેનું કામ પ્રેસમાં સોંપાઇ ચૂકેલું. એવામાં આ ગ્રંથમાળાના ઓન. તંત્રી. શ્રી. વેણીલાલ પટેલ " ધનુર્વા " ના જીવલેણ હુમલાથી મરણોન્મુખ દશામાં પડયા. બીજી બાજુએ મારી તબીયત લથડી અને મારા એક ભાઇનું અકસ્માતથી મૃત્યુ થયું. આ બધી અણધારી ઉપરાછાપરી આવી પડેલી વિપત્તિ ઓમાં આ માળાનું કામ અનિયંત્રિત થઇ ગયું. શ્રી. વેણીલાલ પટેલ સુપ્રસિદ્ધ વૈદરાજ શ્રી.મોતીરામ રામશંકર મરોલીવાલાની (હાલ સગરામ-પુરા સુરત) સતત કાળજી ભરી દવાથી અને ઇશ્વરની કૃપાથી બચ્યા અને તબીયત સુધરતાં તેમણે કામને પાછું હાથમાં લીધું અને આજે ગુજરાતના એક જાણીતા લેખકની કલમથી લખાએલું પુસ્તક " બેગમ કે બલા ? " રજુ થાયછે.

બનતાં સુધી એક વર્ષમાંજ ૧૨૦૦ પાનાના પુસ્તકો આપી દેવા અમે બનતો પ્રયત્ન કરીશું, પરંતુ દરેક સાદી સમજવાળો પણ વાંચક સહેલાઇથી સમજી શકશે કે આમ બનવું અશક્ય તો નહિ પણ મુશ્કેલતો છેજ. આથી મોડા યા વખતસર પણ જ્યારે અમે ૧૨૦૦ પાનાનું વાંચન આપી રહીશું, ત્યારેજ ગ્રાહકો પાસે નવા લવા-જમની માંગણી કરીશું. અમારા ગ્રાહકોએ સંપૂર્ણ ખાત્રી રાખવી કે અમે પુરેપુરા પાનાનું વાંચન આપીશું અને પુસ્તક બહાર પડતાં તરતજ મોકલવામાં ભૂલ કે ઢીલ કરીશું નહિ. આથી વિનંતિ કર-વાની કે નાહકનો પત્ર વ્યવહાર ચલાવી સરકારને કમાણી કરાવશો

નહિ તેમજ અમને નાહકની વધુ મુશ્કેલીમાં મુકશો નહિ. બહુજ જરૂર જણાય તો રિપ્લાઇ કાર્ડ અથવા ટિકિટ બીડીને લખશો. ગ્રાહક નંબર લખવા ભૂલશો નહિ.

**આ પુસ્તક**

ઇ. સ. ૧૯૧૫ માં આ પુસ્તકનો પ્રથમ ખંડ "મસ્તક વિનાનું મુડદું" અને "દશદિનની દોડધામ" અથવા "શિરહિન શબ" એ નામે બહાર પડેલો. ત્યારપછી વાંચનારાઓની આગ્રહ ભરી સતત માંગણી છતાં અમુક સંજોગોને લઇ બહાર નજ પડયો. સુરતનું રાંદેર પ્રેસ, વિદ્યા વિહાર કાર્યાલય અને અને અમદાવાદના એક પ્રસિદ્ધ બુકસેલરે આ પુસ્તક માટે જાહેરાતો કરેલી અને વાંચનારાઓએ તેનો સારી રીતે જવાબ વાળેલો. પણ આ પુસ્તકના લેખક બંધુનું વલણ બદલાઇ ગએલું, અને નવિનજ દિશા શોધી લીધેલી તેથી વાર્તા નવલકથાઇ. છોડી રાષ્ટ્રીય સાહિત્યની પ્રવૃત્તિ તરફ વળેલા. આ પુસ્તકે જે તાલાવેલી વાંચક વર્ગમાં લગાવેલી તે જોઇને અમે એ ભાઇ પાસે આ પુસ્તક ગ્રંથમાળામાં આપવા માટે માંગણી કરી. એ ભાઇએ પુસ્તકનો પ્રથમ ખંડ તદ્દન નવેસરથી લખી આપ્યો બીજો ખંડ તો તે અરસામાં લખાએલો તેજ સ્થિતિમાં અમે મેળવી શકયા. આ પુસ્તક ગ્રંથમાળામાં પ્રકટ કરવાની સુચના કરવા માટે તેમજ તેમાં પોતાનાથી બનતી દરેક મદદ આપવા તૈયાર થએલા અમારા મિત્ર ગાંડિવ મુદ્રણાલયવાળા શ્રી. નટવરલાલ વીમાવાળા માટે આભાર પ્રદર્શીત કરવો અસ્થાને નહિજ ગણાય.

પ્રુફનું કાર્ય સંપાદકના સહાધ્યાયી મિત્ર શ્રી. શાસ્ત્રીએ પુર ઉમંગથી કર્યું છે તેની પણ નોંધ લેવી ઘટેછે. "નવયુગ" પ્રેસના ઉમંગી ફોરમેન અર્જુનભાઇએ આ પુસ્તક ઉતાવળે તૈયાર કરવામાં બહુ મદદ કરી છે તેથી તેમના સ્ટાફના નાના મોટા દરેક કામદારનો તેમજ પ્રેસના વ્યસ્થાપકોનો ઉપકાર માનીએ છીએ.

## આભાર દર્શન

જે વખતે અમે ગ્રંથમાળા શરૂ કરી તે વખતે અમારે અનેક જાતની મુશ્કેલીઓની સામે થવાનું હતું અમારી વિવિધ મુંઝવણોમાં ગુજરાતી પંચના વિદ્વાન તંત્રી અને ગુજરાત પ્રીં. પ્રેસના માલીક શેઠ સોમાલાલ મંગળદાસ શાહે અમને જે મદદ કરી છે અને સલાહો આપી છે તે કદીયે ન ભૂલાય તેવી છે. ટુંકમાં કહીએ તો આ માળા અત્યાર સુધી ટકી રહી છે, અને બીજી ગ્રંથમાળા, ચોપાનીઆઓ, અને વર્તમાનપત્રોની પેઠે થોડો વખત ચાલી રામશરણ ન થઇ, તેનું માન જો સૌથી વધું કોઇને ઘટતું હોય, તો એજ ઉદાર દિલના શેઠને છે. જો એઓશ્રીની અમી ભરી ચાલુ દૃષ્ટિ અમારા ઉપર ન હોત, તો શું થાત તે કહી શકાય તેમ નથી. એ સાહિત્ય રસિક અને કદર બુઝનાર શેઠે પોતાના વિશાળ અનુભવને લીધે, અમને સંપૂર્ણ અનુકુળતા કરી આપી, તે માટે અમે એકવાર ફરીથી જાહેર આભાર માનવાની રજા લઇએ છીએ.

## નવું પુસ્તક

શ્રી. જ્યોતિનું લખેલું **"ગૌરી"** તૈયાર થઇ રહ્યું છે, અને **પ્રફુલ્લ નાટક** પણ ઝડપથી ચાલી રહ્યું છે. જે વહેલું તૈયાર થઇને આવશે, તે વાંચકોની સેવામાં રજુ કરવાની ઉમેદ સાથે સાહેબજી!

**અંબાઇદાસ બાબરભાઈ રામોલકર.**

**પ્રકાશક.**

**તા. ક.** આ માળાના થોડા ઘણા પણ ગ્રાહકો વધારી આપવા તસ્દી લેશો ?

# સ્થપાયું ] સાહિત્યકુંજ ગ્રંથમાળા [ઇ. સ. ૧૯૨૦ સંવત ૧૯૭૭

## આશ્રમઃ નડીઆદ.

**ઉદ્દેશ**

જુદીજુદી કોમ વચ્ચે એકતાનો પ્રચાર કરવા અને ટકાવી રાખવા બધી કોમને એક સરખી રીતે ઉપયોગી થઇ પડે તેવી જાતનું વાંચન સસ્તામાં સસ્તી કિંમતે બહાર પાડવું.

**પુસ્તકો**

રાષ્ટ્રીય, રાજકિય, સાંસારિક; ધાર્મિક, ઐતિહાસિક, ડિટેક—ટીવ, સ્ત્રી ઉપયોગી, ઈ. વિષયો પર નવલકથા, નાટકો, કાવ્યો, જીવનચરિત્રો, વાર્તાઓના પુસ્તકો સાદી સરળ સુંદર અને સચોટ ભાષામાં જોરદાર શૈલીમાં લખાએલા હોય છે.

**લોકમત**

દેશનાયકો, વિદ્વાનો, રાજામહારાજાઓ, વર્તમાનપત્રો માસિકો. લેખકો, કવિઓ અને સંખ્યાબંધ વાંચકોએ ગ્રંથમાળાની અને પુસ્તકોની મુકતકંઠે પ્રશંસા કરી છે.

**નિમંત્રણ**

આશ્રમના કાર્યને એકવાર જોવા ગ્રંથમાળાના ગ્રાહક થવા, પુસ્તકમાં જાહેર ખબર આપવા ખાસ ભલામણ છે. આ **સેવા ધર્મ બજાવતાં આશ્રમને સખ્ત નુકશાન ખમવું પડયું છે. તમે** ગ્રાહક થઇ અને કરી આપી તેમજ બીજી રીતે **બનતી દરેક મદદ કરી, કરાવી પુણ્ય સંચય કરશો !**

| ઓન. તંત્રી, | મંત્રી |
|---|---|
| **વેણીલાલ રંગીલદાસ પટેલ** | **અંબાઇદાસ બાબરભાઈ રામોલકર** |
| સુરત. ૧૭ | નડીઆદ. |

# સમર્પણ

આ ગ્રંથમાળાની ઉન્નતિ માટે સતત પ્રયત્ન કરનાર

—મારા પરમ મિત્ર અને સહાયક—

**શ્રી રતીલાલ દલાલને**

મુ૦ પેરીસ (EXC.)

કૃપાભિલાષિ

**અંબાઈદાસ બાબરભાઈ રામોલકર**

પ્રકાશકઃ—સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ.

# અગત્યની સૂચનાઓ.

(૧) આ વર્ષમાં દરેક ગ્રાહકે થોડા થોડા ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરવી. ગ્રાહકોની થોડી મહેનતથી માળાના ઘણા ગ્રાહકો વધી શકશે. ગ્રાહકો વધારવા માટે જેમને હેન્ડબીલ ઇ.ની જરૂર હોય, તેમને અમારા ખર્ચે જોઇતા હેન્ડબીલો પુરા પાડવા અમે ખુશી થઇશું. આ સસ્તા પુસ્તકોનો પ્રચાર કરવામાં તમે જેટલી મદદ કરશો, તેટલી દેશ સેવા બજાવી ગણાશે. ગ્રાહકો વધારનારા સજ્જનોના નામ હવે પછીના પુસ્તકમાં જાહેર કરવામાં આવશે.

(૨) આશ્રમ સાથે પત્ર વ્યવહાર ચલાવનાર ગ્રાહકોએ હંમેશાં પોતાનો ગ્રાહક નંબર લખવો, અને જવાબ માટે રિપ્લાઈ કાર્ડ, અથવા ટિકિટ બીડવા ભુલવું નહિં.

(૩) કેટલાક ગ્રાહકોની ખાસ ઈચ્છાથી, આ વર્ષે સારા ઉંચા કાગળો ઉપર પણ પુસ્તકો છપાવવા માંડયાં છે. તેનું લવાજમ રૂા૦ ૩—૮—૦ અને પરદેશ માટે રૂા૦ ૫—૦—૦ રાખ્યું છે. ચાલુ એડીશનના ગ્રાહકો વધારાના પૈસા મોકલી આપશે, તો ઉંચા કાગળ વાળા પુસ્તકો મોકલાશે.

(૪) પ્રથમ વર્ષના સેટની નકલો હવે ખલાસ થઈ છે, માટે મંગાવવા તસ્દી લેવી નહિ.

(૫) પ્રથમ વર્ષના માત્ર બેજ પુસ્તકોની ગણી ગાંઠી નકલો બાકી રહી છે.

(૬) દરેક સ્થળે ગ્રાહક વધારનાર એજન્ટ જોઇએ છે.

(૧) નૂરજહાંન નાટક, સત્તરમા સદીની શાહેનશાહ બાનુનો તાદ્રશ્ય ચિતાર રજુ કરેલો રસિક નાટ્ય ગ્રંથ. લખનાર સુપ્રસિદ્ધ બંગાળી નાટકકાર દ્વિજેન્દ્રલાલ રાય. કિંમત રૂા. ૧—૦—૦

(૨) નરવલ્લરી. અલંકાર શાસ્ત્રની ખોટ પુરી પાડતું પુસ્તક કિંમત રૂા૦ ૧—૦—૦

સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ નડીઆદ.

વર્ષ ૨ જું ] [પુસ્તક બીજું.

સાહિત્યકુંજ ગ્રંથમાળાનું નવમું પુસ્તક.

# બેગમ કે બલા ?

લેખક

?

સંપાદક

વેણીલાલ રંગીલદાસ પટેલ

તંત્રી–સાહિત્યકુંજ ગ્રંથમાળા.

પ્રકાશક

અંબાઇદાસ બાબરભાઈ રામોલકર

સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ નડીઆદ

મુદ્રકઃ—પ્રાગજી ખંડુભાઇ દેસાઈ

નવયુગ મુદ્રણાલય. લીમડાચોક–સુરત.

કિંમત ૦–૧૦–૦

# પ્રથમ ખંડ

## શિરહિન શબ: ભૂલ ભૂલામણિ.

# બેગમ કે બલા?

## પ્હેલું પ્રકરણ.

### એકએ તરફ.

મોહમયી મુંબાપુરીના ઠાકુરદ્વાર નામના એક વિસ્તૃત મ્હોલ્લામાં આજે આપણે જઇએ. ત્યાં જરૂર આપણને કાંઇ નવિન જાણવાનું મળશે.

એ મ્હોલ્લામાં આવેલા એક વિશાળ મન્દિરમાં ગમ્મત છે. *મિજલસ બરાબર ઝામી છે અને તેમાં એવો ફાંકડો રંગ આવ્યો છે કે બસ! ત્યાં આગળ પ્રકાશ એટલો તો બધો કરી દેવામાં આવ્યો છે—અન્ધકારને એવો તો દેશવટો આપી દેવામાં આવ્યો છે કે ત્યાં પ્રવેશ કરતાંજ નેત્રો અંજાઇ જાય છે. મુખ્ય દેવળ અને આસપાસના મન્દિરો, સર્વ સ્થળે ગાયિકાઓનું ગાયનવાદન સતત્ ચાલ્યાજ કરે છે. લગભગ ૮-૧૦ ગાયિકાઓ બેઠેલી છે અને ક્રમાનુસાર ગાયન-નૃત્ય કરે છે.

રમ્યપુરીના કુબેર ભંડારીરૂપ શેઠ લક્ષ્મીદાસને પુત્ર આવ્યો હોવાથી તેણે આ મિજલસ કરાવી હતી. પુત્રપ્રાપ્તિ પૂર્વે તેણે એ પ્રમાણે કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. અને ભાટીયા જ્ઞાતિના એ સંપત્તિવાન અને સમૃદ્ધ શેઠે પોતાની પ્રતિજ્ઞાનું યથાર્થ પાલન કરવાનો યત્ન કર્યો હતો.

શહેરમાંની પ્રધાન ગાયિકાઓ સર્વે ત્યાં રોકાયલી હોવાથી અને ગમ્મતનો ઠાઠમાઠ ઘણો ભારે હોવાથી લોકોની ઠઠ ઘણી જામેલી હતી અને ગડબડાટ તથા શોરબકોરનો તો પારજ નહોતો. કોઇનું ધોતીઉં ફાટવાથી તો કોઇનું ખીસું કતરાવાથી તો વળી કોઇક ત્રીજાની પાઘડી ઉછળવાથી કંઇને કંઇ કારણથી લોકો શોરબકોર મચાવી મૂકતા હતા.

છેક આગળ બેઠેલાઓમાં કંઇક શાંતિ હતી. તેથી તેઓ બરાબર સાંભળી શકતા ન હતા. એ અગ્રમણ્ડળમાં બે તરૂણ ગૃહસ્થો બેઠા હતા. તેઓ માંહોમાંહે કાંઇ મસલત કર્યા કરતા હતા. કેટલીકવાર ગાયિકાઓ પર ટીકા કરતા હતા તો બીજીવાર સંગીતશાસ્ત્ર પર વિવાદ કરતા.

આખરે કેટલેક સમયે તેઓમાંનો એક બોલી ઉઠયો.

" કેમ ? બિહારી, આવો છો કે નહિ ? આપણે પેલાની સાથે એક બે તરફ ફરવા જવાનું તે તો ભૂલીજ ગયા; કેમ શું છે વિચાર ? "

" હું ક્યાં ના કહું છું ? હવે તો આ પીડામાંથી છૂટી બ્હાર મોકળાશમાં જઇએ તો ઠીક એમ મારા મનમાં ક્યારનું થયા કરે છે. ચાલ, ચાલ્યા જઇએ. " બિહારી નામે ઉદ્દેશાયલા ગૃહસ્થ–જેનું નામ લાલબિહારી હતું, તેણે કહ્યું.

કંઇક ધક્કામુક્કી ખમતા અને મારતા ઉભય પેલી બારે ગિડદીમાંથી બ્હાર નીકળી આવ્યા. તેમાં યે લાલબિહારીના ધોતીઆંનો ઝડકો નીકળ્યો અને કુંજવિહારીની પાઘડી બાંગી જતી બચી. બ્હાર મોકળાશમાં આવતાંજ જાણે નવું જીવન આવ્યું.

" હા...શ. " બિહારીએ ઉંડો શ્વાસ લેતાં કહ્યું " ઠીક થયું કે આ બલામાંથી છૂટયા. પણ વિહારી ! એ કૃષ્ણલાલે આપણને બોલાવ્યા ખરા પણ પેલી રાં–નાયકાને તો નહિ બોલાવે ને ? બાકી એમ કરે તે આપણને ન પાલવે "

" એમ બ્હીએ છે શાનો ? તું ગાંડો તો નથી થયો ? આપણને બોલાવી વળી તે નાયકાને બોલાવશે ? ને વળી લાવશે તો જેવું આપણું ભાગ્ય. એટલી વાર તો બેસી રહેવું. પછીની વાત પછી. એમ થાય તો પછી એની સાથે મૈત્રી જોઇ વિચારીનેજ રાખવી. એ ઢોંગ–સોંગ આપણે ગરીબને ન પાલવે. એ તો ધારી વગેરે લઇને આવવાનો છે એટલી મને ખબર છે. જો મળે તો અનંતને યે તેડી લાવવાનું એણે કહ્યું હતું પણ એતો મળ્યોજ નહિ. " કુંજવિહારીએ વિસ્તારથી હકીકત કહી.

" મને તે આજે ત્રણેક વાગે ઓફિસથી આવતાં મળ્યો હતો. આજે પોતાની બ્હેન મધુરીને તે નાટક બતાવવાનો હતો. તેથી ત્યાં જતી વખતે હું આવી જઇશ એમ એણે કહ્યું હતું. તે વખતે તે પોતાની સ્વામિની નવ્વાબિની મ્હેરઉન્નિસાના પૈસા લેવા કોટમાં જતો હતો !" લાલબિહારીએ સમાચાર આપ્યા.

"બસ થયું ત્યારે પૈસા લઇ તે ગયો હશે. પોતાની સ્વામિનીને ત્યાં તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. પણ અલ્યા, તને ખબર છે કે ? "

કુંજવિહારીએ કહ્યું, "મેં તો એમ સાંભળ્યું છે કે તે સ્વરૂપમાં તો રંભા કે ઉર્વશીને લજાવે તેવી છે પરન્તુ તેનું હૃદય શિલા કરતાંયે વધુ દુર્ભેદ્ય અને કઠિન છે."

બન્ને વાતો કરતાં ચાલ્યા જતા હતા. એટલામાં ટ્રામના પાટા આવ્યા. સામેથી એક ટ્રામ આવતી હોવાથી ઉભા રહ્યા. કુંજવિહારીએ ચલાવ્યું.

"પણ લોકો કહે છે કે અનંતનો એ મહેરન્ (મહેરૂન્નિસાનું સંક્ષિપ્ત) સાથે નોકર કરતાં કાંઇ વધારે સમ્બન્ધ છે એ વાત ખરી હશે કે ? તું શું ધારે છે ?"

"એ તો ગપ છે. એમાં કશું વજુદ હોય એમ લાગતું નથી" લાલબિહારીએ કુંજવિહારીએ ઉઠાવેલા સંશયનો ચોખ્ખોને ચટ રદીયો આપી દીધો.

કુંજવિહારીને વિશ્વાસ ન બેઠો તેણે ચલાવ્યું. "એ લોકવયાકામાં કંઈ પણ વજુદ નથી એમ હું માની શકતો નથી. વળી એ મહેરન્ અત્યન્ત વિલક્ષણ સ્ત્રી છે. અનંતના સ્વરૂપમાં કોઈ મણા નથી. એ બિચારો એકલો:—"

"કેમ એકલો શાનો ? એને એક બ્હેન છે કેની ?" લાલબિહારીએ તેની ભૂલ સુધારી.

"હા બરાબર તે તો હું ભૂલીજ ગયો. એ બ્હેન પણ રૂપમાં અને ગુણમાં બહુ આકર્ષક છે. પરતું તે ઝાઝી બહાર નીકળતી નથી. પોતે ભલી અને ઘર ભલું. તને અલ્યા એ આકર્ષક નથી લાગતી ? "

એ પ્રશ્ન પૂછતાં વિહારીએ બિહારી સામે જોઈ સ્હેજ સ્મિત કર્યું. બન્નેએ કાંઇ ઝડપથી ચાલવા માંડયું.

બિહારીએ વિહારીના કથનનું સમર્થન કરતાં કહ્યું, "ખરી વાત છે. એના જેવી, મધુરીના જેવી, સદ્દગુણવતી અને સ્વરૂપવતી ભાગ્યેજ કોઇ બીજી મળી આવશે. લોકો માને છે કે વાંચતાં લખતાં આવડયું કે બાલા ચતુર થાય છે. પણ એનામાં તો તે ઉપરાંત હાર્દિક સુશીલતા છે. શી મધુર અને સુશીલ બાલિકા ! હરી ! હરી ! " તે ઉંડા વિચારમાં ગરક થઇ જતો હોય એમ લાગ્યું.

"કેમ અલ્યા ? કેમ અટકયો ?" વિહારીએ પ્રશ્ન કર્યો. જાગૃત થઈ તે બોલ્યો "અરે શું ? અનંતનો અને મારો આવો સહોદર સરખો સ્નેહ પરતું કોઇ દિવસ મને હજી એવો નથી સાંભરતો કે તેણે મારી સાથે કાંઇ પણ અમર્યાદ યા વિનયહીન વર્તન કર્યું હોય. એના જેવી સદ્દગુણી બાળા એકે નથી. તો યે જૂઓને મૂર્ખ લોકો જરા ઉમ્મર મોટી થઈ અને નિશાળે જાય છે નેમાં કેટલી ચકચાર કરી મૂકે છે ! હા, તેઓ હસે છે પણ ભૂંડું બોલી શકતા નથી. કારણ તેનું વર્તન એવું શુધ્ધ અને સારૂં છે. પણ જૂઓને અનંતજ એની પૂરતી સંભાળ લેતો નથી. તે સ્હવારે આઠવાગે નીકળે તે રાત્રે દશવાગે ઘેર જાય છે. એને વારવાના મારા પ્રયત્નો સર્વથા ફળહીન નીવડયા છે. તેમ એમને કોઇ પાસેનું સગું યે નથી." લાલબિહારીએ મધુરબાળા તથા અનંતરાય વિષે માહિતી આપી.

"ખરી વાત પૂછે"–કુંજવિહારીએ તરત કહ્યું, "મારો મત તો એમજ કે એણે હવે ઝટપટ એનું લગ્ન કરવુંજ જોઇએ."

"તેતો તૈયારજ છે ને"લાલબિહારીએ કહ્યું. પણ એને સારું સ્થળ જડતું નથી. બાકી એ તો બહુ સારી પ્હેરામણી આપવા તયાર છે,

"પણ લાલબિહારી, તારી પત્ની મરણ પામી છે તો તુંજ શા માટે એની સાથે લગ્ન કરતો નથી ?" કુંજવિહારીએ સ્મિતમય વદને પૂછ્યું.

"અરે ! પણ જો તો ખરો, પેલું કોણ આવે છે ?" લાલબિહારીએ વાત ઉડાવતાં જવાબ આપ્યો. "એ તો પેલો ગણપતિરામ જણાય છે. એ આપણો વાર્તાલાપ સાંભળી અહિં આવશે. ગમે તે યુકિતથી એને ટાળવો જોઇએ, નહિ તો વળી પંચાતીના બારા !"

"આવવા દેની. વળી મને તો એની વાતોમાં ઘણો રસ પડે છે. એનો અનુભવ અતિ વિશાળ છે. અમલગઢની રાણી વિષે એ બહુબહુ વાતો જાણે છે."

"પરન્તુ તું જાણે છે કે એ શાનો ધન્ધો કરે છે ?" લાલબિહારીએ પ્રશ્ન કર્યો. "કૃષ્ણલાલને લીધે મારે એનું ઓળખાણ થયું છે. એ ઘણી વાર મારી ઓફિસમાં માલ લેવા યે આવે છે."

કુંજવિહારીએ જવાબ દીધો. "એ કહે છે કે હું કંપનીનો એજન્ટ છું પણ હું એ વાત માનતો નથી. મને લાગે છે કે એ ડિટેકટીવ ખાતામાં છે. આથીજ તેની વાતોમાં મને રસ પડે છે."

એટલામાં જે વ્યકિતને ઉદ્દેશીને આ વાર્તાલાપ ચાલતો હતો, તે વ્યકિત ગણપતિરામ ત્યાં આવી પહોંચ્યો. એની ઉમ્મર ચાળીસેક વર્ષની હોય એમ લાગતું હતું. શરીરનો બાંધો મજબુત અને દમામદાર હતો તેની મુખમુદ્રા પરજ તેના હ્રદયમાં રહેલું અભિમાન સ્પષ્ટ રીતે અંકિત હતું.

"સાહેબજી સલામ કેમ કુંજવિહારી ! તથા લાલાજી તમે પે પેલી મિજલસમાંથી અગિઆરા ગણી આવ્યા કે શું ?" તેણે સ્મિત કરતાં પ્રશ્ન કર્યો.

"હા, કેવો ત્રાસ ! નહિ સંભળાય, કે નહિ રસ પડે" કુંજવિહારીએ જવાબ આપ્યો.

"બરાબર, પરંતુ બોલો મેં કેવી રીતે તમને કહી આપ્યું ? કોઇ પણ બાબત તરફ સાધારણ દૃષ્ટિપાત કરતાં હું તેની હકીકત કહી શકું છું. પણ વારૂ તમે બેજ કેમ? અનંતરાય ક્યાં ગયો? તમે ત્રણે સાથેજ દેખાઓ છો તેથી કહું છું"

"તે પોતાને કામે ગયો હશે. પોતાની સ્વામિનીના ૫૦૦૦૦રૂા. ફ્રેંકથી લાવી તે તેને આપવા ગયો છે" કુંજવિહારીએ તેને ખબર આપી.

"તેની સ્વામિની તો પેલી અમલગઢની અફીણી નવ્વાબિનીજ કેની ?" ગણપતિરામે પૃચ્છા કરી.

"શું તે અફીણી છે ?"

"એકવાર નહિ પણ હજારવાર. તેને એવુંજ વ્યસન લાગેલું છે. એક વાર માલ લઇ હું અમલગઢ ગયો હતો એટલે મને પકકી માહિતી છે" ગણપતિરામે પોતાના કથનનું સમર્થન કર્યું.

કુંજવિહારીએ વાત ઉપાડી લીધી. "અહો ત્યારે તો તમને સઘળીજ ખબર હશે. અમને તો કહો"

"અરે! એમાં કહેવાનું શું ? કોઇ એને ગાંડી કહે છે તો કોઇ એને ખૂની કહે છે. પરદાનશીન તો છેજ નહિ. ઘણી ખુશીથી તે ઉઘાડી ગાડીએ ફરે છે. અરે એને તો સ્ત્રી કોણ કહે? પુરુષ કરતાં પે

હજાર દરજ્જે નીચતર—કઠણતર—તો તેનું હૃદય. પરંતુ સર્વે એને માટે ભિન્ન ભિન્ન અભિપ્રાય ધરાવે છે. ટુંકામાં એ ક્યારે શું કરશે તે કોઈ કહીજ શકે નહિ" ગણપતિરામે વિસ્તારથી હકીકત કહી.

"પણ તે પરણેલી નથી શું ?"

"તેનો પતિ વળી ઓરજ પ્રકારની મૂર્તિ છે. પોતાના બંગલાની બ્હાર તે કદી જતો નથી. એને વળી શેત્રંજનો એવો સજ્જડ શોખ લાગેલો છે કે આખો દહાડો ને રાત શેત્રંજ્જ શેત્રંજ. પગારદાર રમનારા રાખ્યા છે, ફુરસદે મદિરાદેવીની ઉપાસના કરે છે. સરકારે સંસ્થાન લઇ લીધું છે અને ૫૦૦૦–૭૦૦૦રૂા. મહિને મળ્યા કરે છે તેમાંથી ચ્હેન ઉડાવે છે—મજા કરે છે."

"અને સ્ત્રી આમ કરે તેને"

"પણ ઉભય જુદા જુદા બંગલામાં રહે છે. તે તેના સામે ગે કદી જોતી નથી. અરે એતો ખૂની છે ખૂની ! હથેલીમાં ચંદ્રમા બતાવે એવી મહા ઉસ્તાદ છે"

"એ પણ ઠીક" બિહારીએ કહ્યું. પછી કુંજવિહારી તરફ વળી તે બોલ્યો "ચાલને આપણને મોડું થાય છે પછી કૃષ્ણલાલ.........."

ગણપતિરામે તેને અટકાવતાં કહ્યું, "કેમ તમને ગે એનું આમંત્રણ છે કે ? ચાલો ત્યારે જલ્દી હું ગે તે બાજુ જવાનાજ વિચારમાં હતો."

એ ત્રિપુટીએ સત્વર ચાલવા માંડયું. લાલબિહારીને એ ગણપતિરામ પોતાની સાથે આવે તે ગમ્યું નહિ પરન્તુ કરે શું ? ઉપરાંત એક રીતે પુષ્પ વયનો એક માણસ સાથે હોય ને કૃષ્ણલાલ પોતાની સાથે ગણિકાઓ—નાયકા લાવે તો કાંઈ વાંધો નહિ એમ પણ તેને લાગ્યું.

લાલબિહારી માન પ્રતિષ્ઠા વાળો સજ્જન યુવક હતો તે અનંતરાયનો ગાઢ સ્નેહી હતો. ગણુપતિરામના મુખે અનંતરાયની સ્વામિની નવ્વાબિની મહેરન્ વિષે ઉપર્યુક્ત વચનો સાંભળી તેને ચિન્તા ઉદ્ભવી કારણુ તે વાર્તા અત્યન્ત ભયંકર હતી. વળી મધુરબાલા સાથે લગ્ન ગ્રંથીથી જોડાવાને તે આતુર હતો.

તેનું વય ચોવીશ વર્ષનું હતું. તે એક કમ્પનીમાં હેડકલાર્ક હોઇ તેને રૂા. ૧૦૦નો મહિનો હતો. એની પ્રથમ પત્ની સ્વર્ગવાસ પામેલી હોવાથી અને મધુરબાળા સ્વરૂપવાન અને સદ્ગુણવતી હોવાથી તેના પર એનો સ્નેહ હતો પરંતુ તે શરમાળ અને લજ્જાળુ પ્રકૃતિનો હોવાથી તેણે અનંતરાયને વાત કરી ન હતી.

રાત્રિ શુકલ પક્ષની હતી. ભગવાન શીતરશ્મિ રમ્ય કૌમુદીને જગત્પર પાથરી શાંતિની વૃષ્ટિ વર્ષાવી રહ્યા હતા. મંદ મંદ અનિલ લહરીઓ આવી ચિત્તને શાંત કરતી. તેમાં વળી બેકબેનો રસ્તો સ્હેલાણી પછી તો વાતજ શી? રસ્તા પર તેમના જેવા બીજા સહેલાણીઓ ફરતા હતા. આ આનંદમય સમયે ગણુપતિરામે બીડી સળગાવી. વિહારી તરતનાજ બહાર પડેલા એક નાટકમાંનું એક સુંદર ગાયન લલકારવા લાગ્યો.

એટલામાં તેમનું ઇચ્છિત સ્થાન આવ્યું. પરંતુ ત્યાં કોઇ મનુષ્ય દેખાયું નહિ. એ સર્વનો કૃષ્ણુલાલ નામે એક શ્રીમાન સ્નેહી હતો. તેણે તેમને બેકબે પર ઉજાણી કરી સાગ્રહ બોલાવ્યા હતા. બેકબે પર એક સુન્દર રમ્ય સ્થળે તેઓ પ્રસંગોપાત મળતા. ત્યાં પાંચ સાત શીલાઓ ગોઠવી રાખી હતી.

ત્યાં હજુ કોઇ આવ્યું ન હતું.
કૃષ્ણુલાલે વચન તોડયું કે શું ?

# બીજું પ્રકરણ.

તે સમયે અગિઆર વાગ્યા હતા.

ગણુપતિરામે કહ્યું " ચાલો, આપણે જરા આમ તેમ ફરીને આવીયે. ઠીક લેહજત આવશે. કૃષ્ણલાલને કંઈ કારણથી મોડું થયું હશે તો આપણે ફરી આવીશું એટલામાં તે બાની પ્હોંચશે. આવો છો ને ?"

રાત્રિયે ચંદ્ર કૌમુદી, અને શીતલ વાયુ લહરીઓને લીધે મઝા આવશે એમ ધારી સર્વ નીકળી પડયા. થોડે ગયા એટલામાં વિહારીના સ્કંધપર હાથ નાંખી ગણુપતિરામ બોલી ઉઠયો. " જોયો કે પેલો માણુસ ? નીચે ઉતરી હોડી તરફ જાયછે તે ! તેની પીઠપરની પેલી ગાંસડીમાં શું હશે ?"

" ક્યાં છે ?" વિહારીએ પૂછયું " હં પેલો કે ? કાળો જેવો દેખાય છે તે ને ? હં એ તો કોળીજ છે. માછલી પકડવા હોડીમાં બેસવા જતો જણાય છે. " તેણે ઉત્તર આપ્યો.

" રાત્રે અગિઆર વાગે માછલાં પકડવા ? અને વળી એકલોજ. તમે યે કલ્પના તો ઠીક કરો છો ! " વ્યાજોક્તિ કરતાં ગણુપતિરામે કહ્યું.

" હશે કોઇ ઉરાંગ ઉટાંગ જેવો. આપણે શું પંચાત?" લાલ બિહારીએ કહ્યું.

" એમ કેમ કહોછો ? "ગણુપતિરામે કહ્યું " જૂઓ હવે તમને આજે મારી દીર્ઘ દ્રષ્ટિ અને ચાણુક્ષતા બતાવી આપીશ. વ્યર્થજ એમ નથી કહેવાતું કે ગણુપતિરામે અનુભવ મેળવ્યો છે."

" એ શું કહો છો ગણપતિરામ ? " લાલ બિહારીએ આશ્ચર્યના સ્પષ્ટ ચિન્હો વ્યકત કરતાં કહ્યું " હું તો જરાએ સમજી શકતો નથી તમારૂં કહેવું. તમે શું કહેવા માંગો છો ?"

"ત્યારે સાંભળો મારી વાત. એ કોળી નથી પરંતુ એ છે ચોર. અને તેની પીઠપરના ગાંસડામાં ચોરીનો માલ હોવો જોઈએ. "

" અને શું એ તે માલ સમુદ્રમાં નાંખવા જાયછે ? ત્યારે ચોરી શું કરવા હશે ?

" તેજ જોવાનું છે ને. ચાલો આપણે જઇને પૂછીએ ? " ગણપતિરામે ઉત્સાહમાં આવી જઇને કહ્યું.

"અને એ ' તમે કોણ પૂછનાર ?' કહી અપમાન કરશે તો ?"

" તો તે બૂમ પાડી આપણને પોલિસમાં તો નહિ ઘસડે ? વળી એ પીડા શા માટે વ્હોરવી ? સલામ. અમે તો જઇશું " લાલબિહારીએ કહ્યું.

" પોતેજ ચોર થઇને વળી પોલીસ પાસે શું લઇ જવાનોજ. તમારે જવું હોય તો જાવ. " એમ કહી ગણપતિરામ તો તે બાજુ ચાલવા માંડયું એટલે વિહારી પણ ' કેવો ગાંડો છે ! ચાલ અમે પણ આવીએ છીએ. મારામારી થાય અને એ કૂટાઈ મરે તો વળી કહેવાય કે કેવા સ્વાર્થી મિત્રો તે છોડીને નાસી ગયા. ચાલ બિહારી ચાલ " એમ કહી તેની પાછળ જવા લાગ્યો. વિચારબંધ લાલબિહારી પણ સાથે ઘસડાયો.

ગાંસડી લઇ જતો માણસ પણ ઝડપથી ચાલતો હતો. તે આગળ પાછળ દ્રષ્ટિપાત પણ કર્યાં કરતો હતો. એક વાર ક્ષણ ભર તે ઉભો રહ્યો; અને પાછળ જોયું, તો આ ત્રિપુટી જણાઇ; તેથી દિશા બદલી

ચાલવા માંડયો, એટલે ગણપતિરામે કહ્યું "આપણે અહીં ઉભા રહીને જોઇશું તો ઠીક પછી આગળ ઉપર શું કરવું તેનો વિચાર કરી લઇશું."

આથી ભયનો તેના હૃદયમાં સંચાર થઇ ચૂકયો એમ માની લઇ વિહારીએ કહ્યું "કેમ ત્યારે એને પૂછવાનો વિચાર તમે ત્યજી દીધો કે ?"

"થોડી વેળા થોભીએ. શું કરે છે તે તો જોઇએ. જૂઓ તે નીચે ઉતરી, સાગર પાસે જાય છે."

"અરે કોળી છે કોળી. તમે નકામી તકરાર કરો છો."

"તમે જોયા તો કરો, એ કોળી તો નથીજ. એને નીચે ઉતરવા દો, પછી ખાત્રી થશે. ગાંસડીના ભારને લીધે તે સત્વર ચાલી શકતો નથી, તેથી આપણે એને જલદી પકડી શકીશું. છતાં હજુયે તમને ડર લાગતો હોય તો જાઓ."

"ખરો ભાઈ તું!" વિહારીએ કહ્યું. "અમે આવીએ છીએ. મને યે જરા મોજ આવે છે."

લાલબિહારી કાંઇ બોલ્યો નહિ. મૌનવ્રત ધારણ કરી ઉભય ગણપતિરામ સાથે ચાલવા લાગ્યા.

એટલામાં પેલો ગાંસડીવાળો માણસ નીચે ઉતરવા લાગ્યો. ગણપતિરામ 'ચાલો, ચાલો,' એમ કહી દોડી ગયો. બંને તેની પાછળ દોડવા લાગ્યા.

ગાંસડીવાળો માણસ પણ ત્વરાથી દોડવા લાગ્યો. તે સમુદ્રમાં જાય છે કે શું, એમ આ ત્રિપુટીને લાગ્યું. પરંતુ ઝુંપડું કે હોડકું કશુંય ન હોવાથી વિહારીને ગણપતિરામનું કહેવું ખરૂંજ છે, એમ હૃદયમાં ખાત્રી થઇ. આથી પોતે તેના કરતાં વધારે ઝડપથી આગળ જઇ તે ભીષણ સ્વરે બૂમ પાડી બોલ્યોઃ

"અલ્યા, કોણ છે રે? માંછલાં હોય તો આપ અમને, લાવ, એકદમ."

એ સાંભળી તે મનુષ્ય ઘણો ભયભીત થયેલો ભાસ્યો. પાછળ જોતાં તેને માલમ પડયું કે પેલી ત્રિપુટીમાંનો એક તો તેની બહુજ પાસે આવી પહોંચ્યો હતો.

તેણે તરતજ ગાંસડી ફેંકી દીધી. એક છલંગ મારી તે વાયુ વેગે દોડવા લાગ્યો. તેને જોઇ ગણુપતિરામ બોલી ઉઠયોઃ "વિહારી, આમ બમ પાડીને તમે સઘળો ઘાટ બગાડી નાંખ્યો. હવે તે નાસી જશે. પકડો ઝડપથી એને. દોડો."

વિહારી સાવેશ બોલ્યોઃ "લાલબિહારી, ચાલ આપણે એને પકડીએ."

ત્રણે પૂર્ણ વેગે દોડવા લાગ્યા. તે મનુષ્ય હજુએ અણિયાળા પત્થરોમાં સડસડાટ દોડયો જતો હતો. બીજા બે હજુ જરા દૂર હતા.

અચાનક ભાગ્યવશાત્ ઠોકર લાગવાથી પેલો માણસ પડી ગયો. 'પકડયો છે લુચ્ચાને' એ અથવા એવાજ શબ્દોનું મોટેથી ઉચ્ચારણ કરી વિહારીએ તેનો હાથ પકડયો.

પરન્તુ એટલામાંજ તે મનુષ્ય આંચકો મારી, હાથ છોડાવી નાસી ગયો, અદૃષ્યજ થઇ ગયો. જીવ ઉપર ઉદાર થયલા મનુષ્યમાં જેવો આવેશ પ્રકટીભૂત થાય છે, તેવાજ આવેશનો સંચાર તેનામાં થયલો દીસ્યો. લાલબિહારીની પાસેથીજ તે પસાર થયો, પરંતુ તે તેને પકડી શકયો નહિ. તેમજ બીજા બેના યત્નો પણ ફળહીનજ નીવડયા. દોડાદોડીમાં થોડો સમય વહી ગયો, તેથી વિહારી બોલ્યોઃ 'લુચ્ચો નાસી ગયો. દોડનારો જબરો નો ખરો. અરબ્બી ઘોડાને ગે ભારે પડે. પણ એની પેલી ગાંસડીમાં શું છે, તે જોવાનું તો રહીજ ગયું ને?"

'હા, હા, ચાલો. કદાચ તેમાં મુડદું પે હોય. 'ગણુપતિરામે ભયાનક સંશય બતાવ્યો.

'તમને તો મુડદાનાજ સ્વપ્ન આવે છે.'

'હું તમને બતાવીશ કે–' ગણુપતિરામે બોલવા માંડયું. તેને અટકાવી વિહારીએ કહ્યું 'ત્યારે તો એ ખુનીજ હશે.'

ત્રણે તે તરફ ચાલવા લાગ્યા. થોડે દૂરથી ગાંસડી દેખાઇ એટલે લાલબિહારી બોલ્યો, "અહા, હજુ પણ તે અહિંજ પડી છે. ઠીક થયું. જો દોડાદોડીની ધમાલથી પોલિસ અહિં આવી પહોંચ્યા હોત, તો તેણે આ ગાંસડી પોતાના કબજામાં લીધી હોત....પણ એ તે કાંઇ પોલિસ છે? ઠીકજ છે.'

'જો પેલા રેલ્વે ક્રોસિંગ આગળ સિપાઈ દાદા ઉભા છે. માટે ધીમેથી બોલ.' વિહારીએ કહ્યું

'તેની આપણે શી પંચાત. ચાલો આપણે છોડીને જોઇએ, અને તે પછી આપણે રસ્તે પડીએ.' લાલબિહારીએ કહ્યું.

"તમારે જવું હોય તો જજો. હું તો એની પાકી તપાસ લીધા વિના પાછો વળવાનોજ નથી." ગણુપતિરામે કહ્યું.

"વારૂ પણ છોડો તો ખરા. હું તેટલો વખત થોભું છું. આપણે બધા સાથેજ જઇશું." લાલબિહારીએ કહ્યું.

"મારા જેવાને સ્ફુર્તિ આવે છે, છતાં તમે કેમ આમ કરો છો? હું તો મારી મેળેજ એનો પત્તો મેળવીશ." ગણુપતિરામે મલકાતા કહ્યું.

"અરે ભાઇ અમને તો કાંઇ હરકત નથી. પરંતુ અમે રહ્યા નોકર. સાક્ષી બનવાનો પ્રસંગ આવે તો વળી પીડા ને પંચાત." વિહારીએ વાંધાનું કારણ દર્શાવ્યું.

"ત્યારે તમે જાઓ. આ કામ ભયંકર તો છે. તમારે માથે સાક્ષીનો પ્રસંગ ન આવે, એવો હું યત્ન કરીશ, પરંતુ તેમ છતાં..."

"પણ તેમાં શું છે? પ્રસંગ આવે તેમ સમયસૂચકતાથી વર્તી લેવું."

એટલામાં ગાંસડી પાસે તેઓ આવી પહોંચ્યા. એક જાડા ધોતીયાથી બાંધેલા તે પોટલામાં કાંઈ એક ચીજ સ્પષ્ટ દીસતી હતી.

"હવે કાંઇ શંકા નથી. સાધારણ બુદ્ધિનો મનુષ્ય પણ કહી શકે કે એમાં હોવું જોઇએ શબ......" ગણુપતિરામે ગાંસડી છોડવા માટે ઘુંટણીએ પડતાં કહ્યું.

"પણ તમે જોયા કર્યાં વગરજ કેમ એમ કહો?" લાલબિહારીએ વાંધો ઉઠાવ્યો

એટલામાં તો ગાંસડીનું સૂતળીથી સીવેલું મ્હોં તોડી નાંખી ગણુપતિરામ એકદમ સફાળો ઉઠયો: 'લ્યો જૂઓ, મેં કહ્યું હતું, તેની કરો પ્રતિતિ.'

'અરે! આ તો કોઇ સ્ત્રીનું શબ છે!' બન્ને ભયથી—આશ્ચર્યથી બોલી ઉઠયા.

હા, એ ગાંસડીમાં એક અત્યંત સ્વરૂપવાન લાવણ્યવતી લલનાનું શબ હતું.

'મને તો પ્રથમથીજ લાગ્યું હતું. કારણ પોતેજ કોમલાંગી અબળા જેવા શરીરવાળો હોઇ આ મનુષ્ય પુરુષનું શબ લઇ દોડે એટલી શક્તિજ કયાં ધરાવતો હતો? લુચ્ચાએ અંદર પત્થર પણ ભર્યાં છે કે જલદી નીચે બેસે.'

"ગણુપતિરામ! બબડવાનો આ સમય નથી. પોલિસને બોલાવો. બિહારી! જોઇ શું રહ્યા છો?" વિહારીએ કહ્યું.

'પણુ એમાં બરાબર જોવા તો દો! હજુ તો બરાબર મ્હોં ખોલીને જોવા દો. તમે પુરુષ થઈ આમ કેમ ડરો છો? એક વાર મ્હેરો તો જોવા દો, કે થયું. લ્યો જરા પકડો કે હું ટાંકા તોડું." ગણુપતિરામે કહ્યું.

" અરે પણુ આપણે થોડા એને ઓળખવાના હતા ?"

" કેમ નહિ ? વખતે ઓળખાય પણુ ખરું "

ટાંકા તોડી નાંખી તે બોલ્યો. "બાપરે! આ તો બહુ પાકો ખૂની જણાય છે. લુચ્ચાએ શિર પણુ નથી રાખ્યું. આ તો ' માથા વિનાનું મુડદું, છે. ખૂની બહું બુદ્ધિમાન હશે એમ હું ન્હોતો ધારતો."

બૂમ પાડી વિહારી બોલ્યો " બાપરે,બહુ ભયાનક છે!"

લાલબિહારી એવો તો બીધો કે જો વિહારીએ ઝાલી ન રાખ્યો હોત તો તે નિશ્ચય પડી જાય.

ગણુપતિરામના કથન પ્રમાણે ખરેજ એ શબ કોઇ લલનાનું હતું પરન્તુ તેને માથું ન હતું. ધડમાંથી રક્ત પણુ સ્ખલિત થતું ન હતું. શિર એટલી સફાઇથી કાપ્યું હતું કે જાણે યંત્રથીજ !

ગણુપતિરામ ગંભીરતાથી તે શબની તપાસ કરી રહ્યો હતો, આખરે થોડી વારે " બહુ બહાદુર છે ખૂની " એમ બોલી તે ઉભો થયો અને મિત્રો પ્રતિ વળી બોલ્યો " ગમે તેમ પણુ આ બાબત ભયાનક છે, માટે તમારે સાક્ષીના પ્રસંગથી બચવું હોય તો અહિંથી જાવ. પણુ પેલા સિપાઇને મોકલતા જજો. હું તમારું નામ દીધા વગર સર્વ ઠેકાણે પાડીશ."

વિહારી તરતજ બોલ્યો. " ચાલો અમે જઇએ છે ત્યારે."

" પછી જો નાઇલાજ થઇશ તોજ તમારું નામ જાહેર કરીશ.

નહિ તો ગુપ્તજ રાખીશ. પરન્તુ તમારે આ વાત કોઇને કહેવી નહિ. તમે જાણે જોયું નથી એમજ ધારી પોતપોતામાંયે વાત કરશો નહિ.'

'અરે તે તો અમારી ગરજેજ તેમ કરીશું. વારૂ પણ હવે તમે શું કરશો?'

'પોલિસને તમે મોકલશોને?'

'હાસ્તો વળી તમે કહો છો એટલે'

'બસ તો તેને ગળે આ તોક ભેરવી હું પણ આવ્યો સમજો'

વિહારી અને લાલબિહારી ચાલતા થયા અને સિપાઈ પાસે જઇ તેમણે તેને ગણપતિરામ પાસે મોકલી આપ્યો. તે સિપાઇએ ધીમે પગલે ગણપતિરામ પાસે જઇ ઉભો.

ત્યારે ગણપતિરામનું કથન ખરૂં તો ઠર્યું જ. અને પેલા પ્રશ્નનો નીવેડો તેના કહ્યા પ્રમાણેજ આવ્યો. એ પ્રશ્ન તે 'એ તે કાળી કે ખૂની?'

---

# ખાદી પ્હેરો

## અને

# પ્હેરાવો

# ત્રીજું પ્રકરણ

## વિચિત્ર દૃશ્ય.

'ચાલ હવે પેલો કૃષ્ણલાલ આવ્યો હોય તો જોઇએ.' સિપાઇને મોકલ્યા પછી તરતજ વિહારીએ કહ્યું.

"અરે, પડવા દેને તેને. એ તો ગયો હશે, નાયકાને લઇને થીએટરમાં." લાલબિહારીએ કહ્યું.

'અરે ચાલ તો ખરો. જોઈ આવવામાં શું જાય છે?' વિહારીએ તેનો હાથ ખેંચવા માંડયો.

'એ તો ઠીક. જાઇ પણ તું શું ધારે છે?' કોઇક પ્રકારના વિચારમાંથી મુક્ત થતો હોય, તેમ બિહારીએ કહ્યું, 'આ ગણપતિરામ કોઇ એજન્ટ બેજન્ટ નહિ હોય. ડીટેકટીવજ લાગે છે. હોં.'

'મને પણ એમજ લાગે છે.'

'એની સંગતી જેમ બને તેમ ઓછી કરવી. કારણ કે એવું કહેવાય છે કે:

> બદરી ફળનું વૃક્ષ હોય જો ઘરની સામે,
> કે સિપાઇ શું સ્નેહ ધરી નર વ્યથાજ પામે.'

'ખરી વાત છે.' વિહારીએ અનુમોદન આપ્યું.

ઉભયના પગલાં પેલા નિયત સ્થાન તરફ વળ્યાં.

'મારો પણ એને છોડવવાનોજ નિશ્ચય છે.' વિહારીએ કહ્યું. 'આપણે બહુ સાવધ રહેવું પડશે. હવે વળી આ કેસમાં શું થશે?'

'ના પણ એ યુક્તિબાજ તો ખરો. લપકો મારે છે તે ખોટો તો નહિજ હોય. પણ.........'

વિહારીએ તેની સામે જોયું.

'કેમ ભાઈ, અટકયા કેમ?'

'કાંઇજ નહિ. પણ તમે આટલા ઉદાસ કેમ ભાસો છો?'

એ વાર્તાને છોડી દઇ, તેમના નિયતસ્થાન તરફ અંગુલિ નિદેશ કરતો વિહારી બોલ્યોઃ 'જો પેલા બધા બેઠેલા દેખાય છે. ચાલ વ્હેલો પગ ઉપાડ.'

બિહારી કાંઇ કહેવા જતો હતો, એટલામાં કુંજવિહારી પાછો બોલી ઉઠયોઃ 'જો, જો, પેલો અનંતરાય આવે. હવે તો બહુજ મોજ આવશે.'

ખરેખર! અનંતરાય આવતોજ હતો. તેણે હજુ તેમને જોયા ન હતા. કારણ વિચાર નિમગ્ન હોવાથી તેની દૃષ્ટિ કે કર્ણ આસ-પાસની ચીજો જોવા યા સાંભળવા અશક્ત હતા. એટલુંજ નહિ, પણ એમને અથડાવાનો પ્રસંગ આવ્યો. અને છતાંય તેણે દૃષ્ટિ ઉન્નત ન કરી. પણ ભાન આવતાંજ ઉંચું જોઇ તે બોલી ઉઠયોઃ "અરે આવા રાત્રિએ તમે મને નહિ મળશો એમ તો હું સ્વપ્નેય નહોતો ધારતો.

"અમે તો આજે ઠાકુરદ્વારમાં થયેલી ગમ્મત જોવા ગયા હતા હવે અમે કૃષ્ણલાલની ઉજાણીમાં આપણી બેઠકે જઇએ છીએ. કૃષ્ણલાલે ઉજાણી આપી છે તેમાં તમને તેડી લાવવા તેણે કહ્યું હતું. ચાલો આવો છો કે?"

"મધ્યરાત્રિએ........"

"હવે ચાલને વળી. આગ્રહ શાનો કરાવે છે?" લાલબિહારીએ કહ્યું.

અનંતરાય આવવા કબુલ થયો અને પાછી ત્રિપુટી બંધાઈ. થોડેક ગયા પછી વિહારી બોલ્યો " અનંતરાય ! આજે તમે કયાં ગયા હતા ? તમારૂં ચિત્ત અસ્થિર અને મુદ્રા નિસ્તેજ અને વ્યગ્ર દીસેછે. ખરૂંને બિહારી ! "

" અરે મને તો કાંઈ થયું નથી. કામકાજની ચિન્તાને લીધે એવું દેખાતું હશે . " અનંતરાયે કહ્યું.

" વાર ન કહો તો ચાલ્યું. પણ ઝડપે ચાલો તો ખરા ભાઈ. "

તેઓ જ્યાં ઉભા હતા તેની સામેજ થોડે દૂર બેઠક હતી. કેટલીક ક્ષણમાં તેઓ ત્યાં પ્હોંચી ગયા. જોયું તો જણાયું કે કૃષ્ણલાલ અને બે સ્ત્રીઓ ત્યાં બેઠાં હતાં અને ઉજાણી ચાલતી હતી. તેઓ જઈ પહોંચતાજ કૃષ્ણલાલ અને પેલી બેમાંની એક ( જે પાછળથી ઘણી નિર્લજ્જ દેખાઇ) તે બોલી ઉઠયાં " આવું મોડું કરવું તમને શોભે નહિ. "

થોડી વારમાં કૃષ્ણલાલનો બ્રાહ્મણ રસોઇયો ચ્હા મશાલાનું દુધ વિગેરે લાવ્યો અને સર્વેએ તેને પૂરતો આવકાર આપવા માડયો એટલે કૃષ્ણલાલે કહયું " લાલબિહારી તમને આટલું મોડું કેમ થયું તે હું સમજી શકતો નથી. આટલો સમય તમે કયાં ગાળ્યો ?"

લાલ બિહારીએ જવાબ આપ્યો " શું કરીએ ? રસ્તામાં એક સ્નેહી મળ્યો. તે પણ અહિં આવનાર હતો તેથી જરા મોડું થયું."

" કોણ ગણપતિરામ કે ? " કૃષ્ણલાલે પૂછ્યું "એને તો મેં ખાસ નિમંત્રણ આપ્યું છે પરંતુ તે કેમ ન આવ્યો ? "

" આવશે થોડી વારમાં " વિહારીએ કહયું.

એટલામાં પેલી નિર્લજ્જ નાયકા મોહમાલિકાએ કહયું "પેલા

એજંટ કહેવરાવે છે તેજ કે ? ઠીક થયું એ નહિ આવ્યો તો. એ તો ડીટેકટીવ છે તેની મને સંપૂર્ણ ખાત્રી છે. "

પેલી વાત કોઇ ન જાણે એ આશયથી બિહારીએ કહ્યું, "મને તો તેમ નથી લાગતું. "

કૃષ્ણલાલે કહ્યું, "એ ગયે વર્ષે પૂનામાં હતો ને ?"

" એટલુંજ નહિ પણ ગયે શુક્રવારે એ મારે ત્યાં આવ્યો હતો. મેં તપાસ કરતાં માલમ પડયું કે એ તો ડીટેકટીવ હોઇ શેઠ માણેકદાસ ગંભીરદાસને ત્યાં ચોરીમાં રોકાયો હતો."

આ સમયે બીજીએ કહ્યું કમલાક્ષીએ મોઢું ખોલ્યું " તે નહિ આવ્યો તે તો સોના કરતા પીળું. "

એટલામાં મોહમાલિકાને કાંઇ યાદ આવવાથી તે બોલી ઉઠી. " તે આવ્યો હોત તો એક રીતે ઠીક થાત ખરૂં.........."

" લ્યો ત્યારે આ આવ્યો ગણપતિરામ, આવીને ઉભો રહયો. બોલો શું કામ છે મારૂં ? "

કૃષ્ણલાલ બોલી "ઉઠયો આવો બેસો તો ખરા. તમે કેમ આટલા બધા મોડા આવ્યા?'

" મોડુંજ થઈ ગયું " કારણ ઉડાવતાં અને બેસતાં તેણે કહયું વારૂ "પણ મોહ માલિકા તરફ ફરીને "તમે શું કહેતા હતા ? "

"આજે અમે એક અત્યન્ત વિલક્ષણ દ્રસ્ય જોયું છે અમે તમને તે કહીયે તો........... "

એટલામાં તો ભાન રહેવાથી બિહારી બોલી ઉઠયો " હેં ! હેં ! તમે યે કાંઇ વિચિત્ર દ્રસ્ય જોયું" એ ઉભય ગૃહસ્થોને પોતાની વાતમાં

રસ લેતા જોઇ મોહમાલિકા સહર્ષ બોલી ઉઠી, "હા અમે અતિ વિલક્ષણ દેખાવ જોયો છે. અમે ગાડીમાં બેસી આવતા હતા ત્યારે ફ્રણસવાડીના નાકા આગળ અગભાત ગલીને નાકે ઉભેલી એક ગાડીની સાથે અમારી ગાડીને અથડાવાનો સમય આવી લાગ્યો હતો. એટલામાં અમારા ગાડીવાને સમયસૂચકતા વાપરી ગાડી બાજુએ લીધી એટલે અમે બચી ગયા. ડોકું બહાર કાઢી અમે જોયું તો ભિતની બાજુમાં એક જંગી ગાડી ઉભી હતી. તેનું દ્વાર ઉઘડયું અને એક સિપાઇ જેવો દેખાતો માણસ અંદરથી કાંઇક કાઢતો જણાયો. શું હતું તે જણાયું નહિ. ગાડી સાહુકારી હતી. જે ચીજ કાઢતો હતો તે ગાંસડી જેવી કંઈ હતી."

વિહારી આટલો સમય પૂરતું ધ્યાન દેતો ન હતો તે ગાંસડી શબ્દથી ચમકયો અને આગળ સાંભળવા ઉત્સુક થયો. લાલ બિહારી પણ ઉત્કંઠ હ્રદયે સાંભળી રહ્યો હતો. માત્ર અનંતરાયનું લક્ષ્ય ન હતું. તેના વિચારો કાંઇ બીજેજ સ્થળે ભમતા હતા, તેનું મગજ કાંઇ બીજેજ ચિંત્વનમાં ગુંથાયું હતું.

વિહારી આતુરતાથી બોલી ઉઠયો "હં ! ચલાવો"

મોહમાલકા સાનંદ કહેવા લાગી "પછી શું વળી ? સિપાઇએ પોટલું લઇ દ્વાર બંધ કર્યું અને ગાડી પાછી વળી. હાય ! એના ઘોડાયે કેવા ચપળ ! કોચમેને ચાબુકને હાથ લગાડતાંજ વાયુવેગે દોડી ક્ષણાર્ધમાં અદ્રસ્ય થઇ ગયા"

'અને પેલો પોટલાવાળો ?'

'તે તો હું ગાડીની ખટપટમાં પડી એટલે જણાયું નહિ'

વિહારીએ કહ્યું 'વિલક્ષણ તો ખરૂં. રાત્રે દશ વાગે વળી પોટલું કોણ ક્યાં લઇ જાય ?'

'ગાડીનો કોચમેન સિદી હતો' કૃષ્ણલાલે ધીમેથી કહ્યું.

'પેલા પરભુદાસ ભાટીઆની તો નહિ હોય ગાડી ?'

'અંમલગઢની રાણીનો કોચમેન પણ સિદી છે' કૃષ્ણલાલે ફરીથી કહ્યું.

'પણ તે આમ પોટલું લઇ મગનાત ગલીગે શા માટે આવે?' વિહારીએ પૂછ્યું.

અનંત તો સ્તબ્ધજ થઇ ગયો હતો એટલામાં કૃષ્ણલાલે કહ્યું 'એનો હેતુ તે શું હોય ?'

ગણપતિરામે કહ્યું 'કોણ જાણે ? રાજખટપટ કોણે બરાબર જાણી છે ?'

'ના પણ એને મગનાત ગલીગે આવવાનું પ્રયોજન ?' અનંત પૂછ્યે.

કૃષ્ણલાલે પૂછ્યું 'તમે કેમ તેનો પક્ષ તાણો છો ?'

અનંત ઉત્તર દેવાના ફાંફાં મારતો હતો તે કળી જઇને બિહારીએ વિષય બદલવાનો યત્ન કર્યો; પણ વિહારીને પોટલાની વાત સાંભળી ચ્હેન પડતું ન હતું.

સમુદ્રતીરે જે દ્રશ્ય તેણે જોયું હતું તે હજી તેની દૃષ્ટિ સમીપ તરવરતું હતું. આ ગાડીની વાત સાથે તે બંધબેસ્તુ હતું. આથી આ વાત જાણવા માટે તે પેલી નાયકાઓને પ્રશ્નો પૂછ્યો જતો હતો અનંતને તે ગમતું ન હતું.

'વિહારી, હવે તો હું જઇશજ' અનંતરાયે થોડી વારે કહ્યું 'મને તો ઉંઘ આવે છે. બે કલાક તો નિદ્રા લેવી જોઇએ,'

બિહારીએ પણ ત્વરા કરી આથી સર્વે ઉઠયા.

કૃષ્ણલાલ અને પેલી બે વિક્ટોરીઆમાં બેઠા. કૃષ્ણલાલે વિહારીને પોતાની સાથે બેસવા આગ્રહ કર્યો; ગાડી તથા પોટલી વિષે વધુ જાણવા ઉત્સુક વિહારીએ કબુલ કર્યું અને પોતે કયાં કોની સાથે કેવે સમયે બેસે છે તેનો વિચાર કર્યા સિવાય તે ગાડીમાં વિરાજ્યો.

અનંત અને લાલ બિહારી સાથે ગયા. ગણપતિરામ વળી ત્રીજીજ દિશામાં ગયો.

---

# ચોથું પ્રકરણ.

## મોકળા દિલની વાત

અનંતરાયે અને લાલબિહારીએ જતાં જતાં પ્રથમ તો વિહારીની વર્તણુક પર ટીકા કરી, તે પછી કૃષ્ણલાલનો વારો યે આવી ગયો.

'એ તે કાંઇ સારા માણસના લક્ષણ કે ?'

બન્નેયે કૃષ્ણલાલ સાથે ન ફરવાનો નિશ્ચય કર્યો. તે પછી બિહારીએ કહ્યું 'હવે તો મેં નિશ્ચયજ કર્યો છે કે જો લગ્ન કરવું તો ઇચ્છિત બાલા સાથેજ. લોક નિન્દાને બિલકુલ ગણકારવીજ નહિ'

'તું તારે ગમે તે કર' અનંતરાય હતાશ હદયે બોલ્યો 'પણ જો આજે તમે મને મળ્યા ન હોત તો હું આત્મઘાતજ કરવાનો હતો—સાગર સમાધિ લેવાનો હતો.'

લાલબિહારી ચમક્યો ? 'હે ! હે ! જારે જા ગાંડા ! તું એ શું બોલે છે ? તારો વિચાર શું છે ? તું એમ કરશે તો પછી મધુરીનું શું થશે ? તેનો કાંઇ વિચાર કર્યો ? '

'તેજ વિચાર મને ગભરાવતો—અકળાવતો હતો. જો તેનું લગ્ન થઈ ગયું હોત તો મારૂં એક કાર્ય સંપૂર્ણ થઈ ગયું હોત. તારા જેવો સુશીલ અને યોગ્ય પતિ તેને મળે તો કેવું સારૂં ?'

આ અંતિમ શબ્દોએ લાલબિહારીના ચિત્તને ડોલાવ્યું. તેને પોતાનું ભવિષ્ય સુન્દર પ્રકાશમય ભાસ્યું. જે વિષયપર પોતે અનંતરાય સાથે વાર્તાલાપ કરવા ઇચ્છતો હતો તેજ વિષય તેણે ઉપાડવાથી હવે પોતાની ઇચ્છાને સ્પષ્ટ રીતે વ્યકત કેમ કરવી તે વિચારમાં તે પડ્યો. થોડીએક ક્ષણ શાંતિ રાખ્યા પછી તુટક તુટક શબ્દોમાં તે બોલવા

લાગ્યો. અનંતરાય તું મારો પ્રિયતમ સ્નેહી છે તોયે આ વાત કહેતાં મારૂં લજ્જાળુ ચિન્ત શરમાય છે. સંકોચાય છે. પરંતુ જો હું હૃદય ખોલી બતાવીશ તો તું જાણુશે કે ત્યાં તે કહેલી વાતનાજ વિચારો ભમે છે"

"બિહારી, તું ! ખરંજ કહે છે ? કે મારૂં મન રીઝવવા ખાલીજ કહે છે ?'

"અનંત ! જ્યારે તને કહીશ કે એ વાત તો મારા હૃદયમાં આજ એક માસ થયા ઘોળાયા કરે છે તો તું શું ધારશે ?" લાલબિહારીએ પૂછ્યું.

"શું કહીશ ? કહીશ કે મધુરીનો ભાગ્ય–સૂર્ય મધ્ય આકાશ તરફ ગતિમાન થઇ ચૂક્યો છે."

લાલબિહારીના વદનપર હવે ગંભીરતાની છટા પ્રસરી ગઇ. તેણે કહ્યું "પણ અનંત ! એમાં મધુરીનો અભિપ્રાય પૂછવો આવશ્યક છે. તે ચતુર છે–પોતાનું હિતાહિત કળી શકે છે માટે તેના પૂછ્યા પછી આગળનો વિચાર. આપણા સંસારમાં ભાવિ પતિ માટે પરણુ-નાર બાળાનો મત લેવામાં આવતો નથી એ એક રીતે સારૂ નથી. આપણે તેની ન્હેલ કરો."

"અત્યાર સુધી સર્વમાં મેં તેની સલાહ પૂછી છે. અને હવે પૂછીશ. હું ખાત્રીપૂર્વક કહું છું કે તે હા પાડશે અને વળી હર્ષ સાથે !" અનંતરાયે કહ્યું.

બીજી થોડી વાતો થયા પછી અનંતરાય બોલ્યો "તમારૂં લગ્ન થયું કે સર્વ તમને સોંપી જરૂર જોગા રૂપિઆ લઈ હું પરદેશ જઇશ."

"કેમ ? શા માટે ? તને વળી અહિં શું દુઃખ છે કે તું પરદેશ

જાય ? તારા જેવો સુખી છે કોણ ? તું લગ્ન કરવા ના પાડે છે એટલે અમે શું કરીએ ? તું શ્રીમંત છે–તરુણ છે–સ્વરૂપસુન્દર છે છતાં તું શા માટે ના પાડે છે ?"

આ સમયે તેઓ ગિરગામ આગળના પોર્ચુગીઝ દેવળ આગળ આવી પ્હોંચ્યા. ત્યાં કોઇ મનુષ્ય ન હોવાથી અનંતરાય બોલ્યા "લાલબિહારી ! શું કહું તને ? આજે કહેવા માંડયું છે તો સર્વજ કહીશ. મારી સ્વામિની નવ્વાબિની મહેરને મારો અવતાર ધૂળમાં મેળવ્યો છે."

અનંતરાયના આ કથનથી લાલબિહારીને પલમાત્ર પણ આશ્ચર્ય થયું નહિ. તે તો સ્તબ્ધજ હતો.

અનંતરાયે ચલાવ્યું. "તેણે મારો નાશ કરવાનો નિશ્ચય કર્યો દીસે છે. તું નથી જાણતો ઝનાનાઓના દિલને ડોલાવનારાં રહસ્યોને. ઝનાનું એટલે નહિ વિલાસભવન પણ એ તો યમસદનજ સમજવું. મહેરનને મારા સર્વ સમ્બન્ધીઓ પર દ્વેષ છે અને મારા પર પણ તેનો અતુલ તિરસ્કાર છે. આજે જે વાર્તાનો તારા આગળ સ્ફોટ કરવાનો મેં નિશ્ચય કર્યો છે તે પરથી તે સર્વ સ્પષ્ટ થશે."

વખતે કોઇ સાંભળે એમ ધારી બિહારીએ કહ્યું. "હવે તો ચાલ તારે બંગલે યા મારી ખોલીમાં. ત્યાં જઇ વાતો કરીએ."

અનંતરાયને તે ઠીક લાગવાથી ઝડપી પગલાએ ચાલી ઉભય અનંતરાયને બંગલે ગયા અને સ્વસ્થ થઈ પાણી પી બેઠા અને અનંતરાયે મોકળા દિલે વાત કહેવી શરૂ કરી !

"હું જ્યારે તને મળ્યો ત્યારે રૂપિઆ ૫૦૦૦૦ લઇ જતો હતો તે તને ખબર છે. પછી હું મહેરનને બંગલે ગયો. પરમ દિવસે અમારા

વચ્ચે ટંટો થયેલો હોવાથી મેં એને કહ્યું હતું કે હું રાજીનામું આપનાર છું. પરન્તુ મેં તે આપ્યું નહિ. આજે મારો વિચાર રૂ૦ આપી આવી, જમીને પછી મધુરીને ઠાકુરદ્વારની ગમ્મત અને પછી ત્યાંથી '× × × × × ×' ખેલમાં લઇ જવાનો વિચાર હતો. તેણે તે ખેલ જોયો ન હોવાથી એક દિવસ લઇ જવાનો મારો વિચાર છેજ.

બંગલાપર જઇ મહેરનની વિશ્વાસુ દાસી ગુલનાર બેગમને મળી રૂ૦ આપી પાછા વળવાનો મારો દૃઢ નિશ્ચય હતો, પરન્તુ કમ્પાઉન્ડમાં જતાંજ ખબર મળી કે મહેરન્ મારી વાટ જૂએ છે. પછી હું શું કરૂં ? અન્દર જઇ રૂ૦ આપ્યા અને કુર્નિશ બજાવી પાછા વળવાની તૈયારીમાં હું હતો. એટલામાં રૂ૦ ફેંકી દઇ તેણે કહ્યું અનંત, આજે મારી સાથે ફરવા આવવું પડશે.'

"મેં ના કહી અને અનેક બ્હાના કાઢયા પણ તેણે મારો પિછો પકડયો. હું મારી બ્હેન પર વ્હાલ રાખું છું તે જાણી તેને વિષાદ થાય છે. તેણે કહ્યું 'ફરવા આવવુંજ પડશે.''

"અને તું ફરવા ગયો કે પછી ?" આતુરતાથી લાલબિહારીએ પ્રશ્ન કર્યો.

"નહિ તો શું કરૂં ? ચાકરોને કાઢી મૂકી તેણે મારાપર ભૂરકી નાંખી. મને નિર્દય, કઠોર કહ્યો અને કહ્યું કે 'આપણેએ નાસી જઇએ' વધુ તો શું ! તેણે કહ્યું 'અનંત ! મારા પ્રાણ ! મારા પ્યારા ! આજે રાત્રેજ આપણે નાસી જઇએ ! આવો નાટક એણે મને ફરવા લઇ જવા સારૂ બનાવ્યો. નિરૂપાયે મેં હા કહી અને મધુરીને ચિઠ્ઠી લખવા માંડી તો તેનીય તેણે ના કહી." આમ બોલી અનંત થોડીવાર સ્તબ્ધજ બેસી રહ્યો.

લાલબિહારીએ પૃચ્છા કરીઃ—"પછી શું થયું?"

"બિહારી! તને કહેવા માંડયું છે તો હવે સર્વંજ કહીશ. મેં કાર્યભાર કેવી રીતે મેળવ્યો તે તને વિદીત છે. કાર્યભાર થોડા દિન ચલાવ્યા પછી એક દિવસ મને તે મળી ત્યારે એકાંતમાં તેણે મારા પરનો પોતાનો પ્રેમ પ્રકટ કર્યો. કોણ જાણે શા કારણથી, મારા ભાગ્યયોગથી કે કેમ મારૂં હૃદય પણ પીગળી ગયું. અમે ગાંવદેવીમાં એક બંગલો લીધો કે જ્યાં મળી શકાય."

અનંત સ્હેજ થોભ્યા.

"પછી અમે એપેલો બન્દર ફરવા ગયા ત્યાં ગયા. પછી તેણે મને ઉતરી જવાનું કહ્યું' તું બીજી ગાડી કરી બંગલે જા મારે કામ છે, એમ કહી મને ઉતારી પાડી તે ગાડી દોડાવી ગઇ. મારે ઘેર જવું કે બંગલે જવું એ વિચાર હું કરતો હતો એટલામાં એના એક નોકરે આવી કહ્યું કે આજે એ બ્હારગામ જનાર છે માટે એને બંગલે તમને બોલાવ્યા છે,' હું ગાડી કરી ગયો એ ત્યાં ન્હોતી. હું બેસી રહ્યો. લગભગ એકાદ કલાકે આવી. તે સમયે તેણે મને જે શબ્દો કહ્યા તે હજી યાદ છે. તેણે કહ્યું 'મૂર્ખા. પાજી તારા જેવો દુષ્ટ કોઇ નથી, મારો તારા પર આટલો પ્રેમ છતાં તું કપટ કરે છે તારે સ્થળે હું હોઉં તો મારા જાનની યે પરવા ન રાખું. અત્યાર સુધી મારો નચાવ્યો તું નાચ્યો એ તારો દોષ! હું મુસલમાન છું અને મને ડરપોક લોકો ગમતા નથી આજે હું બ્હાર ગામ જાઉં છું. પણ યાદ રાખ હવેથી કોઈ દિવસ તારે મારી દેવડીયે પગ મુકવો નહિ. એમ તે ઘણું ચદ્દવ લદ્દવા બકી સ્તબ્ધજ થઇ ગયેલો હું પાછો આવવા નીકળ્યો" અનંતે સવિસ્તર હકીકતનો સ્ફોટ કર્યો.

"વાત બહુજ વિલક્ષણ છે" બિહારીએ ઉદ્દગાર કાઢ્યા.

"અરે ! તું અજાયબી પામશે કે એના ભરમાવ્યાથી, એની ભૂરકીથી મે એકવાર ખોટી સહીયે કરી આપી. તેનું વશીકરણ એટલું પ્રબળ કે હું ના કહીજ શકયો નહિ" અનંતરાયે ભયંકર બાબતો પ્રકટ કરી.

"કેવી ભયાનક વાત ! ઠીક થયું કે આજે છૂટયો તે હં પછી ?"

"આવતાં આવતાં મને એ દુષ્ટાના પ્રાણ લેવાનો વિચાર થયો. ગાંડો બની હું પાછો બગલે ફર્યો અને કંપાઉન્ડ આગળ બટકવા લાગ્યો પણ મને ખબર મળી કે એ તો બ્હાર ગઇ છે. ખાત્રી કરી હું પાછો વળ્યો"

લાલબિહારીએ પૂછ્યું "એનો પતિ એના પર નજર નથી રાખતો."

"શેત્રંજ અને શરાબમાંથી ફુરસદ મળે ત્યારે ને ? એ મૂર્તિયે વળી વિલક્ષણ છે. હવે હું જરા ડાહ્યો થઈ સઘળું વિસરી જાઇ તેમ કરવા યત્ન તો કરીશજ. મધુરીને પૂછી આ માર્ગશીર્ષમાં લગ્ન કરી દઉં તમારા એટલે થયું"

એટલામાં પ્રકાશ પડયો અને ફાનસ લઇ મધુરી ત્યાં આવી પ્હોંચી. ભાઇને જોઈ તેને આનંદ થયો; 'મોટા ભાઇ ! તમે કયાં હતા ? મને તો ઉંઘજ ન આવી."

"જૂઓ મધુરીબાઇ" સ્મિત સહ અનંતરાયે કહ્યું "હું તમારે મારે વર શોધતો હતો, મારૂં કામ ખલાસ થયું છે. જોની તે તારી સામેજ બેઠો છે."

તે આગળ બોલતે પણ મધુરી ચાલી ગઈ. અને બિહારીએ પણ તેને હપકો આપ્યો. પછી તે જવા ઉભો થયો એટલે અનંતરાય બોલ્યો. "જો ઠર્યું જ છે તો લાજ શરમ કેવી ?"

# પાંચમું પ્રકરણ

## શું અનંત ખૂની છે ?

ત્રણ દિન થઇ ગયા, વાલુકેશ્વરમાં એક બંગલાના દિવાનખાનામાં એક યુરોપિયન સાથે ગણુપતિરામ નિમ્ન લિખિત વાર્તાલાપ કરી રહ્યા છે.

"મેં તમને કહ્યું કેની," ગણુપતિરામે કહ્યું "કે હમ્મેશના નિયમાનુસાર આ શબ જાહેરમાં જોવા માટે મૂકવું અયોગ્ય અને હાનિકર થઈ પડશે, કારણ શિર વિનાના શબને ઓળખી યે કોણ શકે? શ્વેત સિવાય અન્ય વસ્ત્ર પણ નથી. નથી કાંઈ ચિહ્ન."

" તું કહે છે એ વાર્તા તો ખરી ગણુપતિ પણ ત્યારે શબને ઓળખ્યા વગર તું ખૂનીઓનો પત્તો ક્યાંથી મેળવશે?" તે યુરોપિયન વિલ્સને વાંધો ઉઠાવ્યો.

"એ વાત તો ઠીક પણ વિચારો કે ખૂનીઓએ શિરની વ્યવસ્થા તો કરીજ હશે ને ? કાંતો તેને બાળ્યું હશે યા દાટ્યું હશે. બહુ પકા ખૂની છે આ મામલો પેચદાર છે પણ તેની ઉકેલણીથી યશ પ્રાપ્તિનો સંભવ ઘણો છે."

જો આ કાર્યમાં તું વિજય મેળવશે તો નક્કી હું તારો પગાર વધારીશ; પણ તું કેવી રીતે પત્તો મેળવશે ? તું શું શું કરે છે તેની બાતમી મને મળવી જોઇએ. રિપોર્ટરોને ખુશ કરી આ વાતો જાહેર ન થાય એવી મેં કબુલાત લીધી છે શબ ગેટ પર મૂકવાની તેં ના કહી તો તેમ કર્યું. પરંતુ શબ જડયું ત્યારે તું એકલો ન હતો તારી સાથેના ગૃહસ્થ ગડબડાટ નહિ કરે ?"

"તે વિષે તમારે ચિન્તા નહિ રાખવી તેઓ કશુંય બ્હાર નહિ પાડે તેમાંતે મનોજ સ્વાર્થ છે. હવે આ ખુનમાં મને કાંઇક વધુ માહિતિ એવી મળી છે કે જેનો તમને ખ્યાલે ન હોય. એ માહિતિ અમારા એક મિત્રે ત્યાં એ કુવે આગળ ઉજાણી આપી હતી ત્યાં આવેલી એ નાયકાઓમાંની એકે આપી છે."

"શું? કયી માહિતિ મને કહીજા જોઉં."

"તમે મારા પર વિશ્વાસ રાખો છો તેને હું પાત્ર છું એમ થોડાજ સમયમાં હું દાખવીશ. મારી દૃષ્ટિ અતિ સૂક્ષ્મ અને હું અતિ ચાણાક્ષ છું તે તમે જાણો છો. હવે પેલું પોટલું સિપાઇને સોંપ્યા પછી પેલી ઉજાણીમાં હું ગયો. અને ત્યાં" એમ કહી ગણપતિરામે પેલી નાયકા મોહમાલિકાએ કહેલી વાત ટુંકામાં કહી સંભળાવી અને તે ઉપરથી પોતે તારવેલું અનુમાન કે એ ગાડી પેલી નબ્વાબિની હોવી જોઇએ" તેણે કહ્યું.

"તારી પદ્ધતિ તો ઠીક છે. હવે આ મામલામાં તું શું કરશે તે કહી જા" વિલ્સને કહ્યું.

હવે તેજ કહું છું. તમને વિદિત છે કે ડાકટરે શબ પરીક્ષા સમયે કહ્યું હતું કે એ બાઇ અફીણ ખાનારી હોવી જોઇએ."

"અને એમ પણ કે એને કાંઇ પીવડાવીને મારી છે."

"બરાબર ઘણું અફીણ ખવરાવી. વળી એતો સ્પષ્ટ છે કે મુસલમાન લોકોને અફીણ ખાવાની ટેવ હોય છે. ઘણાને તો તેના વિના ચાલતુંજ નથી. હું અંમલગઢ ગયો હતો ત્યાં કોઇ અફીણ ખાવા ચૂકતું નહિ."

વિલ્સને સ્મિત કરતાં કહ્યું " પણ આપણે કાંઇ અમલગઢમાં નથી. આપણે મુંબાઇમાં છીએ."

"પણ એ અમલગઢની નવ્વાબિની એકાદ વર્ષથી અહિંજ વાલુકેશ્વરમાં પોતાને બંગલે રહે છે."

"એટલે શું તું એમ કહેવા માંગે છે કે તે નવ્વાબિનીનેજ કોઇએ અફીણ ખવડાવી મારી નાંખી છે! તદન અસંભવિતજ!"

"કેવી રીતે! મારી કલ્પના સર્વાંશે સત્ય છે એમ હું સિદ્ધ કરીશ. તમને યાદ છે કે એ ધડ અત્યન્ત મનોહર ગૌરવર્ણ છે અને તેના અત્યન્ત મૃદુ હાથપગ પર મેંદી લગાડેલી છે. આથી તે ધડ કોઇ શ્રીમન્ત મુસલમાન બાઇનું સિદ્ધ થાય છે."

"એતો ઠીક, પરંતુ તેથી અમલગઢની નવ્વાબિનીનુંજ ખૂન થયું છે એમ કહેવાનો તને શો અધિકાર છે!" વિલ્સને વાંધો ઉઠાવ્યો.

"મેં શોધી કાઢ્યું છે કે એ શનિવારની રાત્રિ પછી તે કોઇની દૃષ્ટિએ પડી નથી. નથી તે માંદી પડી. શનિવારે સાયંસમયે તે પોતાના નવયુવાન અને સ્વરૂપવાન કાર્યભારીને લઇ એપોલોબન્દર ફરવા ગઇ હતી. નવ્વાબિની પણ ૨૦-૨૨ વર્ષનીજ છે અને તે મહા કાન્તિમાન હોય એમાં શક નથી."

ગણપતિરામ સ્હેજ અટક્યો. પછી તેણે કહ્યું. "મેં મારો સંશય કહ્યો. હવે મારી રીતિ કહું. મારો એક નોકર છે. એનું નામ દામોદર. મારી આજ્ઞાથી એણે આ મામલામાં કેટલીક બાબતો શોધવાના યત્નો આદર્યા છે. નવ્વાબિનીનું ચિત્ત કારભારીમાં આસક્ત છે તે એણે શોધી કાઢ્યું છે. એમની બેઠકની શોધમાં તે મથે છે. એ કારભારી અને નવ્વાબિની ફરવા ગયા તેજ ઉઘાડી ગાડીમાં......"

"ત્યારે એ પોતાના પતિને ગણકારતી નથી કે!"

"નહિજ વળી. એ તો એને ફાવે તેમ કરે છે. શનિવારે નવેક વાગે તે તેના કારભારીને મળી હતી. તે પછી તે અદૃશ્ય થઇ ગઇ છે આટલી ચોક્કસ ખબર મળે છે."

"વાહ તારા બાતમીદાર પણ ચાલાક છે કે ન પૂછો વાત." "એકવાર કામમાં પડયો કે પછી જોઈ લેવી એની ચાતુરી. ફતેહજ ફતેહ. મેં તેને રાણીના ચાકર વર્ગમાં ઘુસી જઈ બાતમી મેળવવા કહ્યું છે." ગણુપતિરામે હર્ષાવેગમાં કહ્યું.

વિલ્સને ચિરૂટ સળગાવી ફુંકવા માંડી.

"ઉભયનું એટલે કે રાણી અને કારભારીનું મુકરર કરેલું સ્થાન શોધવા મેં એને હુકમ કર્યો છે. નવાબ સાહેબને હું જાતે શોધીશ."

"પણ જો એમ એ અદૃશ્ય થઇ ગઈ હોય તો નવાબે પોલિસને ખબર આપીજ હશેને" ચિરૂટ મ્હોંમાંથી કાઢી સાહેબે કહ્યું.

"અરે એને તો ખબર પણ ન હશે. નવાબ એની વાતમાં કદીયે માથું મારતો નથી. એકવાર મારો નવાબને ત્યાં પગ પેસારો થયો કે જોઇ લ્યો મારોયે સપાટો. બનતા સુધી આજે દામોદર પેલી જગ્યા શોધી લાવશે અને એની કુંચીયે—ત્યાંના તાળાને લાગે એવી કુંચીયો તૈયાર કરી મૂકશે. એનું મગજ બહુ ફાંકડું છે. એણે વિવિધ જાતના તાળાકુંચીનો સારો અભ્યાસ કર્યો હોવાથી કયા તાળાને કયી કુંચી લાગશે તે તરત કળી શકે છે. એણે કુંચી "તૈયાર કરી કે હું તરતજ એ જગાનું નિરીક્ષણ કરી લઇશ."

"વારૂ આપણે જો ધારીએ કે એનુંજ ખૂન થયું છે તો તે ખૂનનો કરનાર કોણ!"

"મને તો અનંતરાય પર શક જાય છે. અનંતરાયેજ એનું ખૂન કર્યું હશે."

"અનંતરાય કોણ છે!"

"એ તો નવ્વાબિનીનો કારભારી—અથવા પ્રિયતમ કહો તોયે ચાલે. ગમે તેમ પણ લોકવાયકા તો એવીજ છે."

"તમે કહોછો તે પ્રમાણે તો એમજ હોઇ શકે."

"હા. એ બે વચ્ચે ઠીક મૈત્રી જામી છે. એ અનંતરાય એ ઉપ-રાન્ત બીજો વ્યાપાર કરે છે. એના ભાગીદારોને હું ઓળખું છું."

ત્યારે એ કારભારી કેમ થયો-થઈ શકયો!"

"શિફારસથી. બીજું શું? ભાઇ જાતે કાન્તિમાન છે. બાઈ સ્વચ્છન્દી છે. બેનાં મન મળ્યાં પછી પૂછવુંજ શું! નવ્વાબિની તરફથી એને દ્રવ્યપ્રાપ્તિએ સારી થઇ છે. લગભગ છ મહિનામાં આશરે છ-સાત હજારનો હાથ માર્યો હશે એમ કહેવાય છે." ગણપતિરામે સાહેબને ખબર આપી.

સાહેબે ચિરૂટ ફેંકી દઇ પૂછ્યું "પણ એ ખૂન શા માટે કરે!"



# છઠ્ઠું પ્રકરણ.

## પણ તે ખૂન શા માટે કરે?

"પણ તે ખૂન શા માટે કરે."

"પ્રથમ તો મને લાગ્યું કે શનિવારે કોટમાંથી તેણે રૂપિયા ૫૦૦૦૦ આણ્યા હતા તે ઉચાપત કરવા એણે ખૂન કર્યું હશે. પણ હવે તેમ નથી લાગતું. કારણ એ રૂપિયા તો મહેરનને........"

"મહેરન કોણ?"

"નવ્વાબિનીનું નામ મહેરૂન્નિસા પણ તેનું ટુંકું મહેરન છે. વારૂ એ રૂપિયા તો એને મળ્યા છે અને તેની રસીદ પણ આપવામાં આવી છે. એ રસીદ બનાવટી હોય એવો ઝાઝો સંભવ નથી. ખૂન મત્સરેજ કરાવેલું હોવું જોઇએ. અનંતરાયને લાગ્યું હશે કે નવ્વાબિની પોતાની સાથે બેવફા થઇ છે. આ માટે એણે એની સાથે ટંટો કર્યો હશે; અને ખીજવાઇ જઇ ઉડાવ્યું હશે ટેકું."

"તારૂં કહેવું બને તેમ છે. પણ ખૂન કરી મારવાનું શું કર્યું? પેલું પોટલું, સફેદ વસ્ત્ર વગેરે કાંઇ પ્રથમથી તૈયાર કર્યા ન હતા. અને જો તેમ હોય તો તો ખૂની બહાદૂર હોવો જોઇએ."

"એવી તૈયારી કરનાર ખૂની નવિનજ હોવો જોઇએ. જે લોકો પ્હેલાંથી પ્રામાણિક હોઇ પાછળથી એવો ધંધો કરે છે તેઓ ભયથી એવી તૈયારી કરી મૂકે છે. જેમ વધારે અનુભવ તેમ વધારે નિર્ભયતા આવે છે."

"વારૂ. પણ એ કાર્યમાં અનંતનો કોઇ સાથીદાર હોવોજ જોઇએ. એકમે પર ગાંસડી લઇ આવનાર કાંઇ અનંત નહિ હોય."

"બરાબર છે. મારા હાથમાંથી નાસી ગયેલ મનુષ્ય કોઈ અનંત નજ હતો. તેને તો મેં જોયો છે અને હું ઓળખુંયે છું. હવે એના સાથીદારમાં પેલો કોચમેન—જે પેલી નાયકાઓને મળેલી ગાડી હાંકતો હતો તે હોવો જોઇએ અને બેકએ પર આવેલો મનુષ્ય હોવો જોઇએ. એ ગાડીના ઘોડા કે પહોર્સિસ જેવા ચપળ અને પાણિદાર હતા. ઉપરાંત એ ગાડીનો કોચમેન સિદી હતો. નવ્વાબિનીની ગાડીનો કોચમેન સિદી છે એટલે મારા અનુમાનોને ટેકો મળે છે. એ મગભાત લેન આગળથી ગાડીમાંથી પોટલું લઈ પેલો માણસ બેકએ આવેલો."

ગણપતિરામ સ્હેજ અટકયો. "હવે પ્હેલાની આપણી વાતપર આવીએ. નવ્વાબિની અને અનંત ગાંવદેવીને બંગલે મળ્યા ત્યારે રાણીએ ગાડી પાછી મોકલી દીધી હશે અને અમુક સમયે લાવવાનો હુકમ આપ્યો હશે. કોચમેન તે પ્રમાણે લઈ ગયો હશે........."

"એ બધું ખરૂં પણ—" વિલ્સને સ્હેજ વાંધો ઉઠાવવા માંડયો.

"જરા થોભો." ગણપતિરામે તેને અટકાવી કહ્યું "જરા સાંભળો તો ખરા. એ રાણીપર એનો એકે ચાકર ખૂશ નથી. કારણ મુસલમાની રિવાજ પ્રમાણે તે તેમને મનફાવતી શિક્ષા કરી શકે છે અને પૈસા પુષ્કળ મળવાથી તેઓ તે સહન પણ કરે એ સ્વાભાવિક છે છતાંયે તેના પર તેઓ વૈર રાખે એ સર્વથા સંભવિત છે. એજ પ્રમાણે કોચમેન અને પેલા મનુષ્યને પણ તેના પર અતુલ તિરસ્કાર હોઇ શકે. એક દાસી પર પણ રાણી ઘણો પ્રેમ રાખે છે પણ તેયે તેના પર સંતુષ્ટ નથી. હવે ધ્યાનમાં આવ્યું ?"

"કેવી રીતે ? જો તું એમ કહે કે કોચમેન, સાઇસ યા કોઇ નોકરે રાણીને મારી નાંખી તો કાંઇક ઠીક. નહિ તો પછી તારા આગલા અને પાછલા કથનનો મેળ કેવી રીતે બેસે ?" વિલ્સને વાંધો બતાવ્યો.

"સાંભળો તો ખરા. હું તમારા મગજમાં બરાબર ઠસાવીશ. કલ્પો કે અનંતરાય અને મહેરનૂ બંગલામાં બેઠા છે. ગાડી બ્હાર વાટ્ય જુએ છે. અનંત મહેરનૂને મારી નાંખે છે. માર્યાં પછી શું કરવું તે વિચાર આવે છે, જાણે છે કે રાણી મરી ગઈ જાણી ચાકરો ખૂશ થશે. બ્હાર જઇ એ વાત તેમને સર્વને કહે છે. વખતે એમ કહે કે તે ઉભી હતી તે તાણ આવવાથી પત્થર પર પડી મરી ગઇ યાતો ખૂનજ કર્યું એમ પણ જાહેર કરે. મહેરનૂ ઘણી વખત એકલી બ્હારગામ જતી હોવાથી એ તેમને એમ કહેવા સમજાવે કે પોતેજ તેને સ્ટેશને પ્હોંચાડી આવ્યા છે. પછી નોકરો ધડની વ્યવસ્થા કરવાનું કબુલ કરી ગાડીમાં ગાંસડી લઈ જાય છે અને વિઘારામની વાડી આગળથી એકાદ નોકર તે પોતાની ખાંધ પર લઇ બેકબે તરફ જાય છે. હવે સમજાયું ?"

"પરન્તુ માથાનું શું ?"

"મારૂં એવું ધારવું છે કે બાળી મૂકયું હશે પરન્તુ એ વાત જવા દઇ આપણે એક સજ્જડ મુદ્દો પકડી રાખીએ. પકડો અનંતનેજ. જુઓ. બંગલેથી નીકળી એયે બેકબે તરફ ગયો. પેલા બે ગૃહસ્થો મારી પાસેથી મને પોટલું સોંપી ગયા પછી એ તેમને મળ્યો. ત્રણે ઉજાણીમાં ગયા. ત્યાં પેલી નાયકાએ પોતે જોયેલા 'વિચિત્ર દૃશ્યની વાર્તા કહી ત્યારે એનો ચ્હેરો વ્યગ્ર અને તદ્દન ગભરાયલો હતો. એ બોલી શકયો નહિ કે નહિ ખાઇ શકયો. જલદી ઉઠવાનું કરવા લાગ્યો. કારણ એનું મન ચકડોળે ચઢેલું હતું. તે બ્હાવરો જણાતો હતો. આટલે સુધી મને ખબર છે હવે આગળ તપાસ કરવાને મારે હુકમ જોઇએ છીએ."

"ગણપતિ! ખરૂં કહું તો આ સર્વ ફકત એક અર્દ્ભુત કથા વાર્તા જેવુંજ લાગે છે. છતાંયે આગળ તપાસ ચલાવ. મારૂં તને

પૂર્ણ અનુમોદન છેજ. માત્ર તું શું કરતો જાય છે તેની સંપૂર્ણ માહિતી મને આપતો જા. તારે બે વાત ખાસ ચોકસ કરવાની છે તે એજ કે (૧) એ ધડ અંમલગઢની યુવાન નવ્વાબિની મહેરૂન્નિસાનુંજ છે અને (૨) તેનો ખૂની તેનો કારભારી અને પ્રિયતમ અનંતરાય છે. આ બે વાત ચોકસ થઈ કે પછી તને તારૂં પારિતોષિક મળશેજ મળશે."

"ઠીક છે. આજે નવમી તારિખ છે ખરૂં કેની! લગભગ ૨૧મી તારિખે મારૂં કાર્ય સંપૂર્ણ થઇ જશે એમ મને શ્રદ્ધા છે. નક્કી તો નહિ પણ યથા સાધ્ય યત્નો કરીશ. હજુ ઘણો સમય છે. એટલામાં નવાબ સાહેબ પાસે જઇ યુક્તિ પ્રયુક્તિ રચી એની સાથે દોસ્તી બાંધું છું. ગુડ આફટરનુન!"

ગણપતિરામ ઉઠયો.



# સાતમું પ્રકરણ.

## પ્રવૃત્તિ

સાહેબની રજા લઈ ગણુપતિરામ ઘેર ગયો. અને ન્હા કરી તેથી સ્વસ્થ થઈ જરા વિચાર કરવા લાગ્યો. નોકરને પૂછતાં માલુમ પડ્યું કે [illegible] અને [illegible]. ખાનગી બંગલાને શોધી કાઢી તેના તાળાની કુંચીઓ શોધી કાઢી હતી.

થોડો સમય વિચાર કરી ગણુપતિરામે નોકરને બૂમ પાડી કહ્યું: "દામોદર! આગળ તપાસ કરવાનો હુકમ મને મળી ચૂકયો છે પણ સર્વ કામ સફાઈથી કરવું પડશે. જો ખૂની–ખરો ખૂની પકડાશે તો તો હજાર–બારસો રૂ. મળશેજ. તેમાંથી થોડાક તને આપીશ અને માસિક પગાર પણ વધારીશ કે જેથી—"

તેને આગળ બોલવા ન દેતા દામોદર ખૂશ થતો થતો એકદમ બોલ્યો " વાહ! વાહ! ત્યારે તો રૂ૦ મળ્યા કે તરત હું લગ્ન કરી નાંખીશ.!"

બિચારાને લગ્ન કરવાની બહુ હોંશ હતી!

એ જાતનો રાજકોટનો બ્રાહ્મણ હતો પરન્તુ હુશિઆર હોઇ ગુજરાતી, મરાઠી, હિન્દી, પંજાબી આદિ ભાષા બરાબર બોલી જાણુતો. તે બહુ બુદ્ધિમાન અને ચાલાક હતો. અને ખંતીલો હોવાથી કોઈ કામ હાથ પર લીધું કે તે પુરૂં કરીનેજ ઉઠતો.

મુંબઇમાંજ એની ગણુપતિરામ સાથે ઓળખાણ થઇ અને તેણે એને પોતાના ડીટેક્ટીવના ધન્ધામાં હુશિઆર જોઈ પોતાનો એસીસ્ટન્ટ–મદદનીશ બનાવ્યો. એને પોતે ખાવું–પીવું અને પન્દર રૂ૦

પગાર આપતો અને ઉત્તેજતો. આથી તેની બુદ્ધિનો વિકાસ થયો હતો. જાત જાતના વેશ લેવામાં તો તે એક્કો જ હતો.

"પણ હવે," અણુપતિરામે કહ્યું. "બહુ ત્વરા કરવી પડશે. કારણ જેમ જલદીથી કામ થાય તેમ પારિતોષિકની રકમ વધવાનો સંભવ છે. આજેજ પેલા વાલુકેશ્વર આગળ રહેતા અંમલમદના નવાબને ત્યાં જઇ તું નોકરીની ત્રેવડ કર.–તેને એક ચાકર જોઇએજ છે. તું ઘુસી જઈ ત્યાં શું ચાલે છે. તેની પાકી ખબર મેળવ એના નોકરોના ઉપરીને પૈસા કે દારૂ ગમે તે પૂરાં પાડીને ફોડને. એટલે કામ ફતેહ."

"હા! હા! શરાબ તો સર્વ શક્તિમાન છે. તેને સાધન બનાવ્યું કે ફતેહ! ફતેહ!!"

"પ્રસંગ આવ્યે એને બનાવટી હકીકત કહેજે. પગારની ભાંજગડ કરતો નહિ અને જલદી કામપર રજુ થઇ જઈ મહેરૂન્નિસાના કોચમેન અને સાઇસ સાથે દોસ્તી બાંધજે."

"એ સર્વ હું કરી શકીશ."

"એક વાત રહી ગઇ. પેલી એની દાસી સાથેય મૈત્રી રાખજે અને પૈસા વેરી તેને હાથમાં લેજે. જરા દમામમાં કામ કરજે કે થયું."

"તમારે શીખવવું પડે તેમ નથી."

"પણ અલ્યા, એ નવાબના એ દાસી ઉપર ચારે હાથ છે એમ મેં સાંભળ્યું હતું તેની ખબર કાઢજે. તને ઉર્દુ આવડે છે એટલે વાંધા જેવું નથી."

"મને તો લાગે છે કે ઉલટું મને હિંદી આવડતુંજ નથી એમ બતાવીશું તો વધુ લાભ થશે. કારણ ચાકરો પોતપોતામાં વાર્તાલાપ કરાવે તેમ કરશે અને તે હું સાંભળી શકીશ."

અણુપતિરામ પોતાના સહાયકની ચાલાકી જોઇ અજાયબી પામ્યો. તે વાંસો ઠોકી બોલ્યો:

"શાબાશ, શાબાશ! ચાકરોનો નાયક પૂછે તો કહેજે કે હિંદી આવડતું નથી. બીજી વાત એ કે તું મને રોજ મળતો રહેજે પણ તેનું કેમ કરવું !"

ગણપતિરામ જરા વિચાર કરવા લાગ્યો,

"હું. ઠીક." વિચાર કરી તે બોલ્યો: વ્હેલો ઉઠીને છ વાગ્યા પ્હેલાં તું મને પોલિસ ચોકી આગળ મળજે."

થોડીવાર ઉભય શાંત રહ્યા. આખરે ગણપતિરામે ચલાવ્યું. "વારૂ પણ નોકરી નજ મળે તો કાલે સાયંકાળે મને ચોપાટી આગળ મળજે. હું હવે જઇશ ગાંવદેવીવાળા તે શોધી કાઢેલા બંગલે."

દામોદરે ગણપતિરામે માગેલો સામાન આણી આપ્યો અને તેને પ્હેરવામાં મદદ કરી. જો કે ગણપતિરામે પ્હેર્યો તો હમ્મેશનોજ પોશાક.

જતાં જતાં તે બોલ્યો, "વારૂ ત્યારે આજે રાત્રે તું મને મળે કે નહિ મળે, પરન્તુ કાલે સ્હવારે તો મળજેજ."

મૂછના આંકડા આમળતો આમળતો, અને મનમાં મલકાતો ગણપતિરામ અનેક રસ્તા ઓળંગી ગાંવદેવી તરફ આવ્યો.

કારભારી અનંતરાયે ખાસ ભાડે રાખેલો બંગલો જોવાનો તેનો મુખ્ય આશય હતો. દામોદરે એ ઘરનો બરાબર પત્તો મેળવી રાખ્યો હતો.

એ બંગલાવાળી ગલીને નાકે એક પીઠું હતું. પીઠાં આગળ બહુજ ભીડ રહેતી. આથી કોઈ જૂએ નહિ એ હેતુથી ધીમે પગલે સંતાતો તે આગળ ચાલ્યો.

એના મનમાં કાંઈ કાંઈ તરંગો—વિચારો ઘોળાયા કરતા હતા. અને પોતાની ચાતુરીનું જરા વિશેષ અભિમાન હતું તે તો વાંચકો એના અત્યાર સુધીના વર્ણનથી જોઈ ચૂકયાજ હોવા જોઇએ. રસ્તામાં બિચારાને કેટલીક ઠોકરે વાગી હશે.

એટલામાં તેને જવાનું ઠેકાણું આવી પ્હોંચ્યું.

એ ગલી બહુ ગંદી હતી. કેટલેક ઠેકાણે કચરાપેટીમાંથી કચરો લેવાતોયે ન હતો. ઉકરડાઓ ભરાયા હતા. ઘરો બહુ નીચા હતા. કોઈ કોઇ બારીએ વેશ્યાઓ ડોકીઆં કરતી બેઠી હતી અને બ્હાર પાનની પીચકારીઓ મારતી હતી.

નીચે મખ્ખીચુસ મારવાડીઓની દુકાન હતી.

ગણુપતિરામને બહુ આશ્ચર્ય લાગ્યું કે આવી ગંદી ગલીમાં નવ્વાબિની કેમ આવતી હશે?

જે ઘરમાં એને જવાનું હતું તે એક બેમજલી સેનકદાર મકાન હતું. એને બન્ને બાજુયે દરવાજા હતા. પાછલા ભાગમાં એક નાનકડું ઉદ્યાન હતું. બ્હારથી તે ઘરના હાલ હવાલ એવા દેખાતા હતા કે જાણે કોઈ અન્દર ન હોય. ગલીનું સ્વરુપ જોઈ ગણુપતિરામ બબડયો. "આ જગા ખુનને લાયકજ છે. આવે સ્થળે ખુન થાય એમાં આશ્ચર્ય શું?"

એમ બબડતો તે ઘર પાસે ગયો અને "અન્દર જઇ તપાસ કરીશ એટલે આ ખુનની ઇત્થંભૂત હકીકત જડી આવશે" એમ બોલતો તે ઘરનું નિરીક્ષણ કરવા લાગ્યો.

"હં! ઠીક છે. હવે દામોદરે આપેલી કુંચીઓ કાઢી કામે લાગવું જોઇએ. પણ આગલે દ્વારથી નથી જવું. પાછલે દ્વારથીજ જવું ઠીક પડશે. પરંતુ જો પાછલે દ્વારે કુંચી નહિ બેઠી તો તો ફજેતીનાજ સોદા. એટલી ચોકસી રાખવી પડશે કે હું ઘરની તપાસ કરી ગયો એમ કોઇને માલુમ પડે નહિ........."

હવે તે પાછલે દ્વાર તરફ જવાની શેરીમાં પેઠો.



# આઠમું પ્રકરણ.

## ગાંવદેવીને બંગલે સ્નાનગૃહ.

પાછળના દ્વાર પાસે જઈ પોતાની પાસેની કુંચીઓ કાઢી તેમાંથી એક કુંચી વડે તેણે દ્વાર ઉઘાડયું અને અન્દર પ્રવેશ કર્યો.

અન્દર ગયા પછી, સાયંકાળ થઈ જવા આવ્યો હોવાથી અને તિમિરનો પ્રસાર ધીરે ધીરે થતો હોવાથી તેણે ચોર ફાનસથી આમતેમ જોયું તો તેને બગીચામાં ઉગેલા વેલી અને વૃક્ષો સિવાય કશું જ દેખાયું નહિ. એક બાજુએ એક પતરાના છાપરા જેવું દેખાયું. સઘળી બારીક તપાસ કરવાની તેને ટેવ હોવાથી ત્યાં તેણે પ્રકાશ પાડયો તો બે એક બારીઓ કિંચિત્ ખુલ્લી જણાઈ.

"ખૂન પછી અહિં કોઈ આવી ગયેલુંજ તે સિવાય આ બારીઓ શાની ખુલ્લી રહે? શનિવારે મહેરન્ અને અનંત અહિં આવ્યા. ખૂન કરવાનું હોવાથી અને નાહતોયે બારીઓ તો બંધજ રહે એ સ્વાભાવિક છે. તેથી આ બારી તો શનિવારે ખૂન થયા પછીજ ઉઘાડવામાં આવી હોવી જોઇએ. ત્યારે એ કોણે ઉઘાડી હશે?

"અનંત કે એનો સાથીદાર હશે. એના સિવાય અહિં કોઈ આવી શકે એમ નથી. પણ હં, સાથીદાર એટલે તો રાણીનો નોકર તે વળી જ્યાં મહેરન્નું ખૂન થયું ત્યાં શા માટે આવે? ઉલટું તે તો એમજ બતાવે કે આ રસ્તે તો હું આવ્યોજ નથી અને આ ઘર તો જન્માંતરેયે જોયું નથી.' તે તો કહેશે કે 'અમારી નવ્વાબિની સાહેબાને સ્ટેશને મુકી અમે પાછા આવ્યા. તે કયાં ગઈ તે અમને માલમ નથી' ત્યારે અહિં આવ્યું કોણ?

"શું અનંત આવ્યો હશે ! શા માટે ? અહિંનો સામાન લેવા ? એ તો ઉલટી એ વાતો ઉડાવવાનોજ યત્ન કરે અને નવ્વાબિની ક્યાં ગઇ છે ને ક્યારે આવશે તે વિષે બધું ઉડાવ્યાજ કરે. ઠીક હવે એ વાત જતાેા. પાછું પેલા નવાબ પાસે જવાનું છે તે નહિ તો મોડું થશે. હવે એ છાપરા તળે શું છે તે જોવું જોઇએ. બાગ તો જોઇ લીધો. જમીન કશે ઉખડેલી જણાતી નથી કે જ્યાં મહેરનનું માથું દાટયું હોય."

આમ વિચાર કરી તે છાપરા તળે ગયો. ત્યાંની નીચેની જે ઓરડી હતી તેના દરવાજાને એક તાળું હતું. તે તેણે પોતાની પાસેના ઝુમખમાંની ભિન્ન ભિન્ન કુંચી લગાડી ઉઘાડયું અને પછી અન્દર તેણે પ્રવેશ કર્યો. અન્દરનું દસ્ય જોતાંજ તે સ્તબ્ધજ થઇ ગયો.

એ બ્હારથી ખરાબ દેખાતાં પત્રાંનાં છાપરાંની નીચેના ઓરડાઓ અત્યન્ત ભપકાદાર અને સુસજ્જીત હતા. ત્યાં એક છોબંધ ચોકડી હતી અને તેની ઉપર 'શાવર બાથ' બનાવ્યો હતો. ભિંત પર વાળાના સુગંધિદાર પડદાઓ લટકાવ્યા હતા અને દ્વાર તરફ કાશ્મીરી બહુમૂલ્ય શાલો પડી હતી. એક નાનકડા નાજુક કાચના કબાટમાં અત્તરો તેલો, ટોઇલેટના સાબુઓ અને અન્ય શ્રીમંતાઇ અને વૈભવ ને છાજતાં સાધનો હતા.

"અરે, વાહ ! આ અનંત તો બહુજ મોજીલો દેખાય છેને ! હું પણ આતો પારકે પૈસેજ–મહેરનને પૈસેજ–દિવાળી કેની !

"હવે આપણી તપાસ ચલાવીએ.

"અહિં તો કાંઇ જણાતું નથી કારણ સઘળું સ્વચ્છ છે. ત્યારે એ ક્રુરે ખૂન અહિં કર્યું નથી. વારુ સંચામાં પાણી છે કે નહિ તે

તો જોઇએ" એમ વિચારી તેણે ચકલી ફેરવી તો દડદડ પાણી પડવા લાગ્યું. તેણે પાછું વિચારવા માંડયું.

"મહેરન્ કાંઇ શીતલ જળે ન્હાય નહિં. માટે પાણી ગરમ કરવાના સાધનો અહિં હોવાજ જોઇએ."

પોતાનું ફાનસ આમતેમ. ફેરવતો અને બારીક તપાસ કરતો તે પાસેની બીજી ઓરડીમાં ગયો. તેની કલ્પના સત્યજ હતી. જલ ઉષ્ણ કરવાના સર્વ સાધનો ત્યાં હતા. એક બે ડોલ પણ પડી હતી. ભાંટેલા અને અર્ધદગ્ધ લાકડા પણ પડયા હતા વળી ત્યાં પુષ્કળ સુંવાસિક પદાર્થો. સાબુઓ, ટુવાલો પડયા હતા. અને ન્હાવાની એક પણ ચીજ ન હોય એમ લાગતુ નહતું.

"અહિં સર્વ તૈયારજ છે. પણ નવ્વાબિની કોઇને સાથે લાવતી હોવી જોઇએ. બરાબર. પેલી વિશ્વાસુ દાસી ગુલનારનેજ લાવતી હશે. ત્યારે ગયે શનિવારે એણે એને કેમ ન આણી ! નહિતો ખૂન થતેજ નહિ. પણ ઇશ્વરને એ કેમ ગમે!"

"ધારોકે ખૂન અટકાવી ન શકત પણ ખૂનીનું નામ ઠામ સર્વ કહી શકતે પરન્તુ એટલું તો ખરૂં કે મારૂં ચાતુર્ય બતાવી શકાતે નહિ. એક સાક્ષત લાવ્યાને મામલો પકડાયો તેમાં મારૂં શું વળે!"

એ ઓરડી પણ હતી તો સ્વચ્છ. ચૂલામાં રાખ હતી તે પરથી તેને ૫–૭ દિવસપર સળગાવ્યો હોય એમ લાગતું હતું. ન઼ા નીચેની કુંડી તથા શાવર–બાથમાંનું પીપ પણ છલાછલ હતા. ગણપતિરામે જોયું તો જણાયું કે એક ભીતપર મનુષ્ય જેટલી ઉંચાઇમાં ત્રણ લોહીના ડાઘા પડેલા છે.

"હું!હું! આ રહ્યા ડાઘ. પણ જો મહેરનનો જીવ લઇ પછી ગળું કાપ્યું હોય તો છોળ ન ઉડતાં રકત વહ્યું જાય અને ફરસ-બંદી તો કદન સ્વચ્છ છે."

એમ બબડી એણે નીચે નજર કરી તો કાંઇ વિશેષ જણાયું નહિ. પરન્તુ જરા દૂર નજર ગઇ તો ફરસબંદીમાં બે પત્થર નથી એમ જણાયું. તે સ્થળે પત્થરની થોડી કચ્ચરો પડી હતી.

"અરે વાહ ! પેલા પત્થર—પોટલામાંના પત્થર તો અહિંથીજ લિધેલા જણાય છે તો ખૂબી તો ઠીક વાપરી છે. પત્થર ફરસબંદીના છે એમ ન ઓળખાય માટે કટકા કરીને વધેલી કચ્ચરો અહિં ભરી! શી સફાઇ ! ઓહો ! લાવ પેલી ખુરસી તપાસીયે."

ખુરસીનો દેખાવ ભૂત જેવો હતો કારણ માંહેની નેતરની બેઠક કાપી કાઢવામાં આવી હતી. અને માત્ર હાડકાં પાંસળાજ રહેવા દેવામાં આવ્યા હતા. ઉપર તાજેજ રંદો માર્યો હતો.

"ખરું જોતાં એણે ખુરસી બાળીજ મૂકી હોત પણ ઉતાવળ બહુ હશે વા તો દિવાસળી નહિ જડી હોય. પણ રન્દો કયાંથી આણ્યો?"

હોઠપર આંગળી મૂકી વિચારમાં પડયો.

"હં સુઝયું, કામપર આવનાર સુતાર અહિં મૂકી ગયો હશે. હમણે પેલો પલંગ સુધારવા માંડયો લાગે છે."

પલંગ પાસે જઇ તેને તપાસી જોયો.

"હા એમજ છે. પ્રભુ કૃપાથી મારી કલ્પના ખોટી પડતી નથી. પણ—"

તે વિચારમાં પડયો " ખૂન સાથે ખુરશીનો શો સમ્બન્ધ ?"

" હં ! તેના પ્રાણ લીધા પછી અને શિર કાપ્યા પહેલાં તેને ખુરસી પર બેસાડી હશે ગમે તેમ પણ મામલો બહુ વિલક્ષણ છે તો ખરો. ખુરસીને ડાઘ હશે તે રન્દો મારી કાઢી નાંખ્યા હશે. અથવા જો રંદો માર્યા પછી પડયા હોય તો—"

"હાં પેલી વાદળી પડી છે તેનાથી લૂછી નાંખ્યા હશે. અહિં તો બધો બાદશાહીજ ઠાઠ છે ને."

પાસે બે ડોલ પડી હતી. તેમાં તેણે થોડું થોડું પાણી ભર્યું. એકને ફરસબંદી પર ઢોળી દીધી. અને બીજીમાં વાદળીનો કકડો નાંખ્યો, ફરસબંદીના એક ખૂણામાં નળ વાટે બાગમાં પાણી વહી જાય એવી વ્યવસ્થા હતી. ત્યાં પાણી વ્હેવા માંડયું.

ગણપતિરામે ઘણોક સમય તેને નિહાળ્યા કરી પણ કાંઇ વધારે જણાયું નહિ. નાક પાસે લઇ જઇ સુંઘવાનો યત્ન કર્યો તેયે વ્યર્થ ગયો.

"હું બસ બરાબર છે. આ ઓરડીમાંજ ખૂન થયેલું. લોહીના ડાઘા તો ધોઇ નાંખ્યા હશે ત્યારેજ તેને મારી નાંખી હશે. ત્યારે શું તે સાંજેયે ન્હાતી હશે?"

"હાસ્તો. મુસલમાન બાઇને શું. મોજ ઝાવે ત્યારે ન્હાય. રાત્રે યે ન્હાય, તે સમયેજ તેનું ખૂન નયેલું. ઓરડીમાં લાવી ખુરશી પર બેસાડી ડોકું કાપી નાંખ્યું હશે. આખું ઘર તપાસીશ ત્યારે સઘળું સ્પષ્ટ થશે.

પુનઃ તે ઓરડીમાં આવ્યો. ડોલમાંથી પેલો વાદળીનો કકડો હાથમાં લઇ તેને ડાબ્યો, તરતજ રાતુ પાણી પડવા માંડયું. ગણપતિરામના આનંદનો પાર રહ્યો નહિ.

ડાઘા—રકતના ડાઘા એ સ્પંજથીજ કાઢી નાંખેલા એટલું સ્પષ્ટ થયું.

"ખુન કયાં થયું. અને કેમ થયું તેતો નક્કીજ થઇ ગયું."

એટલું થયા પછી તે બ્હાર આવ્યો અને ઘરમાં પેઠો. નીચેના મજલાની ખોલી જોવા લાયક નહતી અને ત્યાં સામાન પણ ન હતો આથી તે ઉપરજ ચઢી ગયો.



# નવમું પ્રકરણ.

## બગેસો.

ત્યાં જોયું તો બે સામસામે ઉત્કૃષ્ટ સામાનથી સજેલી સુન્દર ઓરડીઓ તેની નજરે પડી. એકમાં ખુરસી, ટેબલ વગેરે ઠાઠમાઠ હતો અને બીજામાં પલંગ ઇત્યાદિ હતું. જે ખોલીમાં ખુરસી–ટેબલ હતાં તેને 'દિવાનખાનું' અને પલંગઆદિ હતું તેને 'શયનગૃહ' એવું નામ આપણે આપીશું.

એ દિવાનખાનામાં એક ફાંકડો એલ્મિરા હતો. તેને મોટા નાના ઘણા ખાનાં હતાં. ગણુપતિરામ અચાનક ત્યાં જઈ પડયો. તેના હૃદયમાં આશાસૂર્યનો ઉદય ઝટપટ થઇ ગયો અને એ એલ્મિરામાંથી તેના ખાનામાંથી ખુનની કાંઈક અમૂલ્ય માહિતી મળશે એમ તેને લાગ્યું. એક પછી એક એમ સઘળાં ખાનાં તેણે ઉઘાડયાં. છેક છેલ્લું ખાનું રહ્યું ત્યારે તેમાંથીયે કાંઇ મળશે એમ તેને આશા હતી. તેયે વ્યર્થ ગઇ.

પરંતુ ગણુપતિરામ તદ્દન નિરાશ થઇ જાય એવો માણસ ન હતો. એમ ઝપાઝપ બધા ખોલી ગયા તેમાં શું ! ફરીથી બરાબર બારિકાઇથી તેણે તે ખાનાને તપાસવાનો નિશ્ચય કર્યો. પહેલું ખાનું ઉઘાડયું. તેમાં કશું નહતું. પરન્તુ બીજા ખાનામાં કાંઇક હતું.

તપાસતાંજ એ તો એક નાનકડી પેટી હતી એમ જણાયું.

એને એ પેટી જોતાં ઘણોજ હર્ષ થયો.

એણે એ નાજુકડી સંદુકને બહાર કાઢી અને તેને ઉઘાડી જોઈ પણ તેતો ખાલીજ માલમ પડી.

પેટીની બરાબર તપાસ કરવાનો નિશ્ચય કરી તેણે પેટીમાં હાથ ફેરવી જોયો.

એકદમ એક 'ટપ' કરતા અવાજ સાથે પેટીમાંનું એક છુપું ઢાંકણુ ઉઘડયું. ગણુપતિરામના હાથે એક ચાંપ દબાવી દેવાથીજ એમ થઇ ગયું. પરંતુ એ છુપા ઢાંકણુની નીચે જે ચીજ હતી તે જોઈ એ ચમક્યો—આશ્ચર્યમુગ્ધ બન્યો.

એ શું ચીજ હશે!

એતો કેટલીક ચલણી નોટોનો એક જથ્થો એમાં હતો.

એવી રીતે નોટો જડશે એવો તેને સ્વપ્નેય ખ્યાલ ન હતો. આ નોટો જડવાથી તેનો રચેલો સર્વ તર્કગઢોનો પાયો તૂટી ગયો.

ખુનના પત્તાની જે સાંકળીઓ તેણે બેસાડી હતી તેમાં આ નોટોને લીધે મોટો વાંધો આવીને ઉપસ્થિત થયો.

"આ દ્રવ્ય અહિં આવ્યુંજ કયાંથી!" તે વિચારમાં પડયો. વળી જરા શાંત ઉભો.

"શું રાણીએ—નવ્વાબિનીએજ આ દ્રવ્ય અહિં મૂકયું હશે! અનંત તો કયાંથી લાવી મૂકે! તે તો ફકત કારભારીજ છે. ત્યારે નવ્વાબિનીએ જ મૂકી હશે આ નોટો. તો ત્યારે અનંતે તેને ના કેમ ન કહી! તેની ફરજ જ હતી કે એને એમ કરતાં અટકાવે." ગણુપતિરામની વિચારમાળા શરૂ થઇ.

"હું!" તેણે તેનો તોડ કાઢયો "નવ્વાબિનીએ અનંતને જણાવ્યા સિવાય જ મૂકયા હશે. આ પેટી વિષે એ અનંત વખતે ન જાણતો હોય. પેટી પણ બહુ ખૂબીદાર છે તો. અહિંની બનાવટ

નથી લાગલી. ફ્રાન્સની—ઓહ લે આ ઉપર લખેલુંજ છે. પેરીસીયન મેઇક—પેરીસની બનાવટ છે! ગરીબ બિચારો હિન્દ! તે હુન્નર ઉદ્યોગમાં તદ્દનજ પરતંત્ર છે!"

વિચાર શ્રેણી પાછી બદલાઇ.

"ત્યારે આ ચોરખાનાની વાત પણ ગુપ્ત હશેજ. ખરે નવ્વાબિની એક હુશિઆર અને અસાધારણ શકિતમતી અબળા તો ખરીજ એને એકવાર જોવી તો જોઇએજ. અંમલગઢમાં તો ઓઝલપડદે રહેતી એટલે જોવા પ્રસંગ મળ્યોજ નહિ; અને હવે તો તેને વિલાસ ભવનમાંજ યમસદનનો સાક્ષાત્કાર કરવામાં આવ્યો એટલે હવે મુડદું જોવાથી શું વળે!"

એટલામાં અચાનક વિચાર આવતાં તેણે તે નોટોની કિંમત ગણી જોઈ. તો તે રૂ૦ ૫૦૦૦૦ની હતી એમ તેને માલમ પડયું.

"૫૦ હજાર! અધધધધ! આટલી મોટી રકમ! આવે સ્થળે અને આવી સ્થિતિમાં કે? કેવી કેવી નિસ્પૃહ વ્યકિતઓયે જગત્માં પડી છે. હરિ! હરિ!" તેના મુખમાંથી ઉદ્ગારો નીકળી પડયાં.

"હં! હં! બરાબર છે. ગયા શનિવારે અનંતે કોટમાંથી જે રૂપિઆ પોતાની સ્વામિનીને આપ્યા હતા. તે પણ ૫૦૦૦૦જ હતા. તે નવ્વાબિની એજ........."

એટલામાં તેના ચિત્તમાં કાંઈ અમુક કલ્પના આવવાથી મન સાથે તે બોલી ઉઠયો·

"હું! રાણીનું ખૂન અનંતે દ્વેષ યા મત્સરથી નહિ, પણ દ્રવ્ય લોભથીજ કરેલું હોવું જોઇએ. હાશ! કેવો પકડાયો. જાણે તેનું ચિત્રજ મારા સમક્ષ આવીને ઉભું રહે છે! કોટમાંથી નોટો લાવી

તેણે નવ્વાબિનીને આપેલી અને તેણે તેને પોતાના ઝભ્ભા યા ચોળી યા એમે તે વસ્ત્રના ગુંજામાં મૂકેલી. પછી બન્ને સાથે ઉઘાડી ગાડીમાં ફરવા ગયેલાં હોવાં જોઇએ."

વિચાર સાંકળી પાછી ગૂંથાવા માંડી.

"પછી બન્ને પાછાં આવ્યાં. અહિં આવ્યા પછી ક્યાંતો નવ્વાબિને તાપ લાગવાથી કે કેમ તેને સ્નાન કરવાનું મન થયું હશે. સ્નાન ગૃહમાંજ અનંતરાયજીએ ખૂન કરેલું હોવું જોઇએ. ખૂન કરતાંજ ક્યાંતો તેને યાદ હશે યા તો ખૂન કર્યાં પછી સત્વરજ તે તેને યાદ આવી હશે. એટલેજ નોટો પચાવી પાડવાનો નિશ્ચય તેણે કરી નોટો કાઢી પોતાના કબજામાં લીધી હશે પણ, ત્યારે પાછી અહિં કેમ મૂકી હશે!"

સ્હેજ શાંત પડયો. પાછો વિચારવા લાગ્યો.

"હં! એટલામાંજ તેને લાગ્યું હશે કે પોતાની પાસે સામટા રુપિઆ આવે તો તો કોઇને શક જાયજ. એ સંશય ઉત્પન્ન થાય તે તો બહુજ હાનિકર્તા માટે એ પીડા શા માટે જોઇએ? એમ ધારી તેણે એ રૂપિયાને કેટલોક સમય આ એલ્મિરામાં—એલ્મિરાના ખાનામાંની પેટીના ચોરપડમાં સંતાડયા.

"શનિવાર પછી અહિં કોઇ આવેલુંજ એવો મારો શક અસ્થાને નથીજ. અનંતજ પોતાની નોટો સુરક્ષિત છે કે નહિ તે જોવા આવેલો. બરાબર સપડાયો!"

મણુપતિરામને એક સંપૂર્ણ સાંકળી જડવાથી ઘણો હર્ષ થયો.

નોટોનું શું કરવું એવો વિચાર આવતાંજ તેને લાગ્યું કે તે નોટો જ્યાંની ત્યાં જેમ હતી તેમજ રાખી જવી ઠીક છે. તેણે નોટો ત્યાંજ ઠેરવી દીધી.

એટલામાં પાસેના એક આરસીવાળા ટેબલપર તેને ધીમો ટક્ટક્ અવાજ થતો સંભળાયો. પાસે જઇ જોયું તો એક નાનું ઘડિઆળ પડ્યું હતું.

પ્હેલાં પોતાનું લક્ષ્ય ત્યાં ગયું નહિ તે માટે તેને કાંઇક શોક થયો પરન્તુ પછી બારીક તપાસ કરતાં તેને માલમ પડ્યું કે એ ઘડિઆળ 'ટાઇમપીસ' ચોવીસ કલાકની ચાવી વાળુ પોકેટ-વૉચ હતું.

"ખરૂંજ છે. મારો તર્ક ખરોજ છે. હવે સંદેહ શું?

શનિવાર પછી તો શું પણ ચોવીસ કલાક પ્હેલાંજ અહિં કોઈ આવી ગયેલું. નહિતો આ ઘડિઆળ કેમ ચાલે? જે મનુષ્ય આવ્યું હોય તે રાત્રિ ગાળવાને ઉદ્દેશેજ આવેલું હોવું જોઇએ.

"એ અનંતજ હશે. શું તે આટલો બધો સાહસિક-વજ્રહૃદયી હશે? જે સ્થળે પોતે ખૂન કર્યું તેજ સ્થળે આવી ઉભા રહેવાની તેની હિમ્મત કેમ ચાલે? અને તે યે વળી આવી ઘોર રાત્રિએ?"

ગણુપતિરામે સ્હેજ માથું ખજવાળ્યું.

"હં? હવેજ સ્ફોટ થયો. પોતાના પૈસા સુરક્ષિત છે તે જોવા આવ્યો અને તે ઠેકાણે રહે તે માટે તે અહિં રહ્યો હોવો જોઇએ. રાત્રે તેને બ્હીક લાગવા માંડી હશે અને નવ્વાબિનીનું ભુત પણ દૃષ્ટિ સમક્ષ આવી નાચવા લાગ્યું હશે, અને એ ભયેજ આ ગૃહ એણે ત્યજ્યું હશે."

આ વિચાર તે કરતો હતો એટલામાં ઘડિઆળમાંના ટાઇમ પર તેની દૃષ્ટિ પડી. લગભગ ૮ થવા આવ્યા હતા એટલે હવે જવું જોઇએ એમ એને લાગ્યું. ઝટપટ ઓરડીનું નિરીક્ષણ કરવા માંડ્યું. પરન્તુ કાંઇ મૂલ્યવાન જણાયું નહિ, તે જવાના વિચારમાંજ હતો એટલામાં તેને પગરવ કર્ણગોચર થયો.

આગલા બારણેથી દ્વાર ઉઘાડી કોઈ આવે છે એમ કાન માંડી સાંભળતાંજ તેણે જાણ્યું. એ ભયભીત તો થયોજ નહિ, કારણ એની પાસે હથિઆર હતા. પરંતુ જેમ ગુપ્ત રહેવાય તેમ સારૂં એમ લાગવાથી તે પોતે પલંગવાળી ઓરડીમાં ગયો, અને ત્યાંથી કોણ આવે છે તે જોવા લાગ્યો.

નવ્વાબિની મ્હેરૂન્નિસાનો ખૂની હવે સત્વરજ પકડાઇ જશે એવો તેનો નિશ્ચય થઇ ચૂક્યો અને આનન્દની છટાઓ તેના વદન પર છવાઈ રહી.

એટલામાં તેને લાગ્યું કે વખતે આવનાર પ્હેલોજ શયનગૃહમાં જાય તો?

આ માટે એ ગૃહની રચના સ્હેજ સમજાવવી ઠીક પડશે.

નીચેથી ઉપર આવવાનો દાદર દિવાનખાનામાંજ હતો હવે આ દિવાનખાનું અને શયનગૃહ એ બે ઓરડીઓના દ્વાર બરાબર સામ સામે હતા અને ઉભય વચ્ચે એક નાનકડી ચાલ હતી. એ નાનકડી ચાલને એક છેડે એક બારી યે હતી. હવે ખૂબી એ હતી કે દિવાનખાનામાંથી શયનગૃહમાં જવાના દ્વારો વચ્ચે પડદાનો આંતરો કરી મૂકયો હતો એટલે કે એ બે દ્વારોની બે બાજુએ ચાલમાં કાળા પડદા નાંખી દીધા હતા. એટલે જો કોઈ મનુષ્ય એ પડદાની પાછળ સંતાય તો તે ઝટ પકડાય નહિ એ સ્વાભાવિકજ હતું. ઉપરાંત ત્યાં સંતાયલી વ્યક્તિ બન્ને ઓરડામાં થતો સર્વ પ્રકાર જોઇ શકે તેમ હતું કારણ એ ચાલમાં પડતાં સામ સામાં બન્ને ઓરડાની લાકડાંની ભિંતમાં જાળીઆં હતા. અને આપણા નૃપતિરામે એ પ્રમાણે એજ ઠેકાણે સંતાવાનું યોગ્ય ધાર્યું.

એટલામાં તો આવનાર વ્યક્તિ ઉપર આવી.

ગણુપતિરામે જોયું કે તે અનંત હતો !

" મારો તર્ક સર્વથા સત્યજ છે. બરાબર. લ્યો ગયો એતો એલ્મિરા પાસે."

અનંત એલ્મિરા પાસે ગયો. તેનું મુખ મ્લાન હતું. તેના નેત્રોમાંથી અશ્રુસ્રાવ થતો હતો.

"અરે વાહ ! ખૂની તો બહુજ પ્રેમાળ જણાય છે. પ્રથમ ખૂન કરી હવે પશ્ચાત્તાપ કરે છે કે શું ? હું એ તો પેલી નોટ લેવા આવ્યો જણાય છે. જો તેમ એ કરશે તો મારે એને પકડવો પડશે. હવે એણે નવ્વાબિનીનું ખૂનજ કર્યું એમ સ્પષ્ટ કરવું જોઇએ."

અનંતે ઘડિઆળના ટેબલ પાસે જઈ ઘડિઆળને ધીમેથી ઉંચકી કુંચી આપી.

ગણુપતિરામ ચમકયો. "આ ગૃહસ્થ જો રોજ અહિં આવી ઘડિઆળને ચાવી આપે તો તેમ કરવામાં એનો હેતુ શો ? એ ગાંડો તો નથી થયો ?" તે આશ્ચર્યમાં પડયો.

એટલામાં અનંતે એલ્મિરા પાસે જઇ બધાં ખાનાં ઉઘાડયા. પેલી પેટી યે કાઢી પણુ કાંઇ ચોરપડ ઉઘાડયું નહિ.

આ પ્રમાણે ખાનાં શોધી વળતાં યે કાંઈ તેને જડયું નહિ આથી તેણે એક નિશ્વાસ મૂકયો. એ શું શોધતો હશે તે ગણુપતિરામ કળી શકયો નહિ.

અનંતે હવે ખોલીમાં ફરવા માંડયું. શું કરવું તે તેને સુઝતું ન હતું એમ દેખાયું.

" એ અહિં તો નહિ આવેને ? ફીકર નહિ. હું છતો થઈ શકું તેમ છું. નહિ તો વળી મને નવ્વાબિનીનો ભૂત ધારી લે તો તો ભોગજ મળે. હરી પકડી તેવા દેવાશે."

પણ અનંત કાંઇ તે તરફ આવ્યો નહિ. તેતો નીચેજ ઉતરી ગયો.

ગણુપતિરામ સ્તબ્ધ થઇ ઉભો રહ્યો. અને પછી દિવાનખાનામાં ગયો. બનેલા બનાવથી તે બહુ વિસ્મિત થયો.

અનંતે નોટ તો લીધીજ નહિ એથી તે અજબ થયો, અને નોટનું શું કરવું તે વિષે તે વિચાર કરવા લાગ્યો.

આખરે તે એજ નિશ્ચય પર આવ્યો કે નોટને તો ત્યાંજ રહેવા દેવી પરન્તુ તે ઘર પર પોલિસનો ડોળો રાખવો અને જો અનંત નોટ લે તો એને પકડવાની વ્યવસ્થા રાખવી.

થોડીવારે તે નીચે ઉતર્યો અને બાગમાં કોઇ નથી તેની ખાત્રી કરી બ્હાર નીકળ્યો.

" બે સિપાઇ ઘર પર મૂકીશું. ખૂન વિષે આજે ઘણી માહિતી મળી. ક્યાં થયું વગેરે જણાયું પણ અનંતને અને આ નોટો વિષે કાંઇક જાણવાનું રહ્યું છે ખરૂં. ખાનાં ફરીથી તપાસ્યા હોત તો જરા ઠીક થતે ખરૂં."

એમ વિચારતો વિચારતો તે ત્યાંથી નીકળી લેબરનમ્ રોડપર આવેલી એક ગલીમાંના એક માળામાં પેંઠો.



## દશમું પ્રકરણ.



### ગફુરખાં.



વાલકેશ્વરના મલબાર હીલ્સ આગળથી ભપકાદાર દાઢી અને સુન્દર પોશાકમાં સજ્જ એવો એક મુસલમાન ગૃહસ્થ જતો દેખાતો હતો. રાત્રિ બહુ પસાર થઈ ન હતી. ચન્દ્રમાની શીતલ કૌમુદી જગતને શાંતિ આપતી રૂપેરી અજવાળું પાથરી રહી હતી.

એ ગૃહસ્થ અસ્સલ મુસલમાન દેખાતો હતો. તેની ચાલવાની રીત પણ ભપકાદાર હતી. એટલામાં એક વિસ્તીર્ણ બંગલા આગળ તે આવી પહોંચ્યો.

બંગલાના ઓટલા પર એક બાંકડા પર બે મનુષ્ય બેઠેલા તેની દૃષ્ટિએ પડ્યા, એક મુસલમાન હતો, અને બીજો સિદી જાતનો હતો.

એ સિદી સામે જોઇ ખાનસાહેબ મનમાંજ બબડયા, "આ ગૃહસ્થ દગાબાજ અને ખૂની છે, એમ એની મુદ્રાજ કહી આપે છે."

સિદીની બાજુમાં બેઠેલો મુસલમાન એકવડા બાંધાનો અને તદ્દન પાતળો હતો. ખાનસાહેબ તેને ઉદ્દેશીને બબડયો, "હં, લુચ્ચાઓ! કરી લ્યો, જેટલી દગલબાજી કરવી હોય તેટલી. સમુદ્ર પર હું તનેજ મળેલો, એ નક્કી. પણ પુરાવો યે મળશે. હરામખોરો! હું તમને બરાબર બતાવીશ."

એમ મનમાં બબડતો, ફફડતો આપણો ખાનસાહેબ તેમની પાસે ગયો. તો તેમની વાતચિતમાંનો 'બેગમ સાહિબા' એટલો શબ્દ

તેમને કાને પડયો; અને બાંકડા પર પાસેજ પડેલી એક બે બાટલીઓ યે તેમની નજરે પડી. ખાનસાહેબ તે માટે યે મનમાં ધૂંધવાયો.

તેણે હવે એ બન્નેને પૂછ્યું, "કેમ! સરકાર શું કરે છે?"

સવાલ પૂછવા છતાં, એણે ઉત્તરની પરવા ન રાખી, અને જાણે રોજનાજ આવનાર હોય, તેમ અન્દર પ્રવેશ કર્યો.

જે ઓરડામાં તે આવ્યો, તેમાં કેટલીક કોટડીઓ હતી. તેમાં નોકરોનો વાસ હોય, એમ દીસતું હતું. ત્યાં સાહજીક દૃષ્ટિપાત કરતાંજ કોઇ નથી, એમ તેને લાગ્યું. એ ખોલીઓની પાસેજ એક દાદર હતો. ખાનસાહેબે તે પર ચઢવા માંડ્યું.

દાદર પર ચઢી જઈ, એક નાની સરખી ગલી જેવી ચાલમાં જવાનું હતું. એ ચાલમાં એક દિવાનખાનાનું દ્વાર પડતું હતું. પરંતુ તેમાં કોઇ ન દેખાવાથી ખાનસાહેબે સીધાજ જવું યોગ્ય ધાર્યું. ચાલને છેડે એક દ્વાર હતું, ત્યાં એક પહેરેગીર ઉભોજ હતો. એના એક હાથમાં એક બાટલી અને બીજામાં એક પ્યાલી હતી. ખાનસાહેબને જોતાંજ તે સંતાડવાનો એણે યત્ન કર્યો, પરંતુ આપણા ખાનસાહેબના ચપળ નેત્રોએ તરત જોયું, કે તે સુરાદેવીનું આરાધન કરી રહ્યો હતો.

તેણે તરત પૂછ્યું, "કેમ, નવાબ સાહેબ શું કરે છે?"

દ્વાર બંધ હોવાથી આ સમયે તો રજા વગર અંદર ઘૂસી જવાય, તેમ ન હતું.

પહેરેગીરે દમામમાંજ ઉત્તર આપ્યો, "નવાબ સાહેબ હાલ કામમાં છે. હમણાં નહિ મળે."

"શું બોલ્યો? સીધો જવાબ આપ. હમણાં નવાબ સાહેબ ઘેર છે કે નહિ? બોલ."

"છે. પણ મને આજ્ઞા કરી છે, કે કોઇને આવવા દઇશ માં. એમની આજ્ઞા પ્રમાણે વર્તવાની મારી ફરજ છે." પછી જરા નમ્ર થઇ—નમ્રતાનો ડોળ ઘાલી—તે બોલ્યો, "અમે શું કરીએ? અમે તો ચિઠ્ઠીના ચાકર."

"જા, જઇને કહે, કે મિયાં ખાન બહાદુર ગફુરખાં પધાર્યા છે, એટલે ના નહિ કહે." દમામમાંજ ગફુરખાંએ ફરમાન કાઢ્યું.

એ ભપકો પહેરેગીરને જરા પચ્યો. તે અંદર ગયો. બાટલી અને પ્યાલી ત્યાંજ પડી રહ્યાં, તેને ગફુરખાંએ એક બારી વાટે બહાર ફેંકી દીધાં. એટલામાં તો પહેરેગીર આવ્યો, અને કહેવા લાગ્યો, "જાઓ, જનાબ આપને બોલાવે છે." આમ કહી તેણે બાટલીની જગાએ દૃષ્ટિ કરી, તો કાંઇ માલમ પડયું નહિ, એટલે તેના રોમે રોમમાં ક્રોધ પ્રકટી ઉઠયો. અને આંખોમાંથી તે જાણે અગ્નિ વર્ષાવવા લાગ્યો.

"હવેથી જો દારૂ પીતો જોઇશ, તો નવાબ સાહેબને કહી બરતરફજ કરાવીશ. યાદ રાખજે. હું ગફુરખાં છું, અને તું છે, તેયે વળી સંભાળજે." એમ કહેતો ગફુરખાં એક તિરસ્કારયુક્ત હાસ્ય કરી અન્દર ગયો.

જે હોલમાં તેણે પ્રવેશ કર્યો, તે અતિ વિશાળ, અને સુસજ્જીત હતો. તેમાં સામેજ એક બીજી સીડી હતી. એ સીડી પર ચઢી જતાંજ ગફુરખાં એક બીજાં મોટાં દ્વાર પાસે આવ્યો. એ દ્વાર જે દિવાનખાનામાં નવાબ સાહેબની બેઠક હતી, ત્યાં જવા માટે હતું.

ગફુરખાંએ તે દ્વાર પર ત્રણ ટકોર મારી, અને દ્વાર ઉઘડતાંજ અંદર પેઠો. જોયું તો:—

નવાબ સાહેબ એક કોચ ઉપર પડ્યા હતા. તે સ્હેજ શરીરે ભરાઉ હતા. તેના ઉશીકા પાસેજ બે બાજુએ બે સ્વરૂપવાન દાસીઓ ઉભી હતી. એકના હાથમાં એક ફાંકડો હાથીદાંતનો પંખો હતો. બીજીના હાથમાં એક કાચની સુંદર પ્યાલી અને બાટલી હતાં. નવાબ સાહેબના મ્હોમાં હુકકાની લાંબી નળી હતી. હુક્કાનું જળપાત્ર વગેરે તો કોચની નીચેજ પડયા હતા. પાંચ પાંચ મિનિટે નળી મ્હોં-માંથી કાઢી 'બાંદી ? શરાબ ?' એવો પંચાક્ષરી મંત્ર બોલતા એટલે તરતજ માયામયી મદિરાદેવીનો પ્યાલો મળતો. તે ગટગટાવી પાછું ગુડુડુડુ શરૂ કરતા.

એક ટેબલપર શેત્રંજનો રત્નજડીત સામાન પડેલો હતો. એ ટેબલથી થોડે દૂર એક કોચપર બે મુસલમાનો બેઠેલા હતા.

ગફુરખાંએ પ્રવેશ કરતાંજ નવાબ સાહેબને નીચા વળી કુર્નિશ બજાવી. નવાબે તેને બેસવાની ઇશારત કર્યા પછી ચાકરોને 'હમકું ઉઠાવ' એવો હુકમ આપ્યો. તે બેઠો થયો પછી આમ વાતચિત થઈ.

"કાલે જે પત્ર આવ્યો હતો તે તમારોજ હતો કે !"

"હાજી. જનાબ ? પણ પત્ર પાઠવ્યા પછી આતુરતાને લીધે ઉત્તરની રાહ જોયા સિવાય હું ઉપડયો. એથી આપને જો કાંઇ રોષ ચઢયો હશે તો તે મારૂં ચાતુર્ય જોઈ ટળી જશે."

"એટલે ? શું આપને મારી પેઠે બરાબર શેત્રંજ ખેલતાં આવડે છે !"

ખાનસાહેબે મુછના આંકડાને વળ દેતાં કહ્યું. "સેવક શેત્રંજની રમતમાં કદી હાર્યો નથી–શિકસ્ત પામ્યો નથી. જો તમારી સાથે રમતાં હારૂં તો તે પ્હેલાં જ મુલાકાતથી મારી જીન્દગાની સફલ થઈ છેજ તેથી મને સંતોષ મળશે."

"મારી સાથે રમનારને હું ઘણાં સારાં ઇનામ આપું છું એમ સાંભળી આવ્યા છો કે?"

"ઓહ? ના ના. આપની એ ધારણા ભૂલ ભરેલી છે. આપના જેવાની કૃપાથી જો કે આપના જેટલો નહિ તોયે હું તો તવંગર છું. મારે દ્રવ્યની જરૂર નથી. મારા વડવાઓ મારે માટે પુષ્કળ રળી ગયા છે, એટલે બંદા મોજ કરે છે. શોખ માજ રમું છું. મને તો તમારી ખ્યાતિ સંભળાઇ કે અંમલગઢના નવાબ સાહેબ મીરઝાં મિરજાફર અલિખાન શેત્રંજ રમવામાં એકકા છે. તરતજ આપ નામદારના ઠામ ઠેકાણાની ખબર કાઢી પત્ર લખ્યો અને પછી સુરત જ્યાં હું રહું છું-ત્યાંથી ચાલ્યો આવ્યો."

આ સાંભળી નવાબ સાહેબ જરા ખૂશ થયા કારણ શેત્રંજ માટે પોતાની આટલી ખ્યાતિ થઇ તેનું તો તેને ભાનજ ન હતું! તેણે કહ્યું. "તમે પ્રથમ આ બે મુસલમાન ભાઇઓ સાથે રમત શરૂ કરો. જો એમને તમે હરાવી શકશો તોજ મારી સાથે રમવાની પરવાનગી મળશે."

"ઠીક. એમાં શું છે? પણ બન્ને સાથે જૂદી જૂદી વખતે રમું કે એકજ બાજીમાં એ બે એક તરફ અને હું એક તરફ?"

"જેમ તમારી મોજ ફાવે તેમ" નવાબ સાહેબે કહ્યું. ત્યારે તો એ બન્ને સાથે બેસે તેજ ઠીક" ગફુરખાંએ પોતાની ઇચ્છા જણાવી. આમાં એકજાતની ચાતુરી હતી. રમતમાં 'એક કરતાં બે ભલા' એ કિંવદંતિ બરાબર લાગુ પડતી નથી ઉલટું કામ એક હથ્થુને બદલે અનેક હથ્થુ રહેવાથી ભૂલ-પ્રમાદ થવાનોજ વધારે સંભવ છે એમ વાંચકો સ્હેલાઇથી સમજી શકશે. આ યુક્તિ ગફુરખાંએ જીત મેળવવા માટેજ વાપરી.

તેની ઇચ્છા સફળ થઈ. પ્હેલાં તો જોકે પેલા બે ભાઈ સડસડાટ તેનાં પ્યાદાં મારવા લાગ્યા પરન્તુ પાછળથી બન્નેનાં મનમાં જૂદા જૂદા ઘાટ રહેવાથી બાજી બગડી–તેમના હાથથી ગઈ. અને ગફુરખાંએ વિજય મેળવ્યો.

"ઠીક છે. હવે—" નવાબ સાહેબ ખૂશ થઈ બોલ્યા. "હવે હું તમારી સાથે રમીશ. તમે બહુ પક્કા ખેલાડી દીસો છો, પણ રમતાં પહેલાં પગાર નક્કી કરો. જો તમે હારો તો ફરી મારી દેવડીએ તમને પગ મૂકવા નહિ દઉં. બોલો, છે કબુલ?"

"ઘણી ખુશીથી. પણ જીતું તો?" ગફુરખાંએ પૂછ્યું.

"તો તમને બક્ષીસ મળશે." નવાબ સાહેબે બીજી શરત બતાવી.

"નવાબ સાહેબ! આપથી ક્યાં અજાણ્યું છે? હું દ્રવ્ય માટે રમતો નથી. પરમ કૃપાળુ પરમેશ્વરની કૃપાથી હું પૈસેટકે સુખી છું. મારી શરત વળી જૂદા પ્રકારનીજ છે. હારીશ, તો તમને મારૂં કાળું મ્હોં નહિ બતાવું, અને ૫૦૦ થી ૫૦૦૦ સુધીનો તમે માંગો તે દન્ડ તમને, યા કહો તે ધર્માદા ખાતામાં આપી દઉં."

"અને જીત્યા તો?" નવાબે પૃચ્છા કરી.

"જીતું તો! તમારે મને પોતાનો પ્યારો દોસ્ત બનાવવો પડશે. જ્યારે આવું ત્યારે આવવાની છૂટ, અને બંગલામાં બધે ફરવાની રજા આપવી પડશે. અને તમે મને ઇતર સાધારણ લોકો જેવો નથી લેખતા, તે દર્શાવવા એક વાત હાલ તુર્તજ કરવી પડશે." ગફુરખાંએ પોતાની શરતોનો સ્ફોટ કરવા માંડયો.

"તે કયી શરત! કહો મને." નવાબે કહ્યું.

"મારું સાંભળશો, અને જે વચન આપશો,–તે શર્ત–પાળવાનો કોલ આપશો? તો કહું." ગફુરખાંએ કહ્યું.

"અચ્છા, મારો કોલ છે. બોલો."

"નવ્વાબિની સાહેબા મહેરૂન્નિસા મારી માતા સમાન છે. તેના દર્શનનો લાભ આજે અને તે પછી મને નિત્ય મળવો જોઇશે. હું આપના પુત્ર સમાન છું. આ પ્રમાણે કરશો તો તમે મને ઇતર સાધારણ લોકો જેવો નથી લેખતા એવું સ્પષ્ટ થશે." ગફુરખાંએ તદ્દન વિચિત્ર અને સ્વપ્ને પણ ન કલ્પી શકાય એવી શરત ઉપસ્થિત કરી.

નવાબના આશ્ચર્ય ક્રોધનો પાર રહ્યો નહિ. તે બરાડી ઉઠયો "અરે આ શું! આ કોઇ દિવાનાખાના (મેડહાઉસ) માંથી નાસી આવેલો માણસ તો નથી!"

"એમજ લાગે છે જનાબ." દ્વેષ અને રાગથી બળી રહેલા પેલા બે મુસલમાન ભાઇઓ મોટેથી બોલી ઉઠયા.

"ના નામદાર. હું સંપૂર્ણ શુદ્ધિમાં છું." ગફુરખાંએ નમ્રતાથી કહ્યું. "રાણી સાહેબ મારાં માતા છે અને વળી મારા સાંભળ્યા પ્રમાણે તે કાંઇ પરદેનશીન નથી. તેમનાં માયાળુપણા વિષે મેં ઘણી તારિફ સાંભળી હોવાથી તેમનો પરિચય કરવાનું મને ઘણું મન છે માટે જનાબ! જો એટલી સગવડ થાય—"

નેટિવ રાજા! શરાબી નવાબ સાહેબ! જેમ ફાવે તેમ ચંચલ વૃત્તિ અનુસાર વર્તવું! જો રૂઠે તો ત્રૂઠેજ નહિ અને એકવાર ત્રૂઠે તો રૂઠેજ નહિ! પણ આ બહાદુરખાનનું નસીબ ફરી ગયું. તેની ચાલાકી જોઇ નવાબ પ્રસન્ન તો થયોજ હતો. તેણે કહ્યું "અચ્છા! તેમ કરવાની મહેનત લેવામાં આવશે પણ જો હાર્યો તો બાંઠી પાસે ચાબક મરાવીનેજ કઢાવી મૂકીશ. તે યે યાદ રાખજે."

ગફુરખાંએ કબુલ કર્યું.

પેલા બે ભાઇઓના મનમાં તો ભડભડાટ અગ્નિ પ્રજ્વલિ રહ્યો હતો. તેમને તો નખ શિખ જ્વાળા લાગી રહી હતી. એક અજાણ્યો પુરૂષ નવાબ પર આટલો બધો પ્રભાવ ચલાવે એ તેમને દુસ્સહ થઇ પડયું. આ સ્થલે એ બે કોણ હતા તે જાણવું અસ્થાને તો નહિજ લેખાય.

એ બે ભાઇઓ શેત્રંજમાં પારંગત હતા. અને નવાબે એમને રૂ૦ ૫૦, ૫૦નો પગાર બાંધી આપી પોતાની સાથે રમવા રાખ્યા હતા. બન્ને રવડતા અને ધન્ધા વગરના હતા. પ્રથમ તો માલદાર હતા, પણ જુગારમાં સર્વસ્વ ખોઈ બેઠા. માત્ર એક રમવાની કળા બચાવી રાખી તે હાલ તેમને ગુજરાન ચલાવવાનું સાધન થઈ પડી હતી. અસ્તુ.

નવાબ સાહેબે કોચની પાસે રમવાનું ટેબલ અને ખાનની ખુરસી ખસેડાવ્યા, અને બાજી શરૂ કરી. પ્રથમ તો કોઇ હારતું દેખાયું નહિ પરંતુ નવાબ પંચાક્ષરી મંત્રથી સુરાદેવીનું સતત્ આરાધન કર્યો જતો હોવાથી તેનું ચિત્ત રમતમાં ન રહ્યું. ચાલાકીથી ગફુરખાંએ એક પ્યાદું (નવાબનું) તેની જગાએથી બીજે ખસેડી દીધું, અને આ પ્રમાણે કરી તેને પરાજીત કર્યો.

હાર્યા પછી નવાબ બોલ્યો: "આજે મારૂં ચિત્ત ઠેકાણેજ નહતું."

"હરકત નહિ. હવે આપણી શરતનો વિચાર જનાબ કરશે એવી ઉમેદ રાખું છું." ગફુરખાંએ તરત કહ્યું.

"વાજબી છે." નવાબે કહ્યું. "પણ તે ઉંઘે છે યા જાગે છે, અહિં છે કે બ્હારગામ છે તે મને ખબર નથી. તેની ખબર કાઢવી પડશે."

એમ કહી તેણે બાંદીને પૂછ્યું, "કનીઝ! બેગમ સાહેબ અહિં છે કે?"

"બેગમ સાહેબ આજ બે ચાર રોજથી બ્હારગામ ગયાં છે. જનાબ, અહિં નથી." કનીઝે જવાબ આપ્યો.

"બ્હારગામ ? કયે ગામ ?"

"તે મને ખબર નથી." ઉત્તર મળ્યો.

નવાબને જરાયે આશ્ચર્ય લાગ્યું નહિ. તેણે બીજો પ્રશ્ન કર્યો: "એ ક્યારે ગયાં ?"

"ગયા શનિવારે સિદી સુલયમાને તેમને સ્ટેશન પર મૂક્યાં, જનાબ." કનીઝે નવાબના પ્રશ્નનો જવાબ આપ્યો.

"સુલયમાનને ખબર નથી, મહેરન્ ક્યાં ગઇ તે ?" નવાબે પૂછ્યું.

"જનાબ ! મને માલુમ નથી."

"વારૂ. નવો નોકર આવ્યો ?"

"હા, જહાંપનાહ ! આવ્યો છે."

"કેમ છે ? કેવો છે ?"

"આજે એકાદ કલાક પર જ આવ્યો. પણ ગરીબ પરવર ! એને હિંદી નથી આવડતું."

"કંઈ ફીકર નહિ."

એ પછી નવાબે ગફુરખાંનું સમાધાન કર્યું. ને જરા ગડબડ કર્યાં પછી, નવાબને કુર્નિશ બજાવીને ચાલ્યો ગયો.

ગફુરખાં ચાલ્યો ચાલ્યો સિધો ગણપતિરામની ઓરડીએ ગયો. ત્યાં દામોદર સિવાય કોઈ ન હતું. ગફુરખાંને જોતાં જ તે જરા ચમક્યો પણ પછી ખડખડાટ હસી પડ્યો. "વાહ ! વેશ તો ઠીક ભજવ્યો છે ને !"

ગણપતિરામ દાઢી વગેરે કાઢી નાંખતા સહુજ બોલ્યો "ભાઈ ! હું તો ફાવ્યો. તને યે નોકરી મળી એ ખબર મને પડી ચૂકી છે. પણ પ્રથમ શું થયું ?"

"થાય શું વળી ? પૈસા વેર્યાં કે થયું કામ."

"પૈસા જે તું વેરે તેનો જરા હિસાબ રાખજે. વારૂ પણ પેલા સિદી મુસલમાન સાથે દોસ્તી બાંધી કે નહિ ? મહા હરામખોર દેખાય છે ને."

"મેં યત્ન કર્યો. બન્ને વિલક્ષણ ભામટા છે. એ લોકોનો વાર્તાલાપ હું સાંભળું છું પણ તેમાં આજે કશું નવિન ન હતું."

"ઠીક. ત્યારે અત્યારે તું ક્યાં સુશે? અહિં કે ત્યાં?" ગણુપતિરામે પૂછ્યું.

"સાંજ. આ હું થોડીવારમાં ચાલ્યો."

"ઠીક. પણ પરમ દિવસે મને મળજે. સવારે હું સાહેબને ત્યાં જઈશ. કહીશ કે કાલથી ગાંવદેવીના બંગલા પર પ્હેરો રખાવે." એમ કહી ગણુપતિરામે સ્નાનગૃહમાં વાદળીની, ખુરસીની લોહીના ડાઘાની તથા બંગલામાં એલ્મિરા, પેટી, નોટો અને અનંત આવ્યાની વાતોનું રસીક બ્યાન કર્યું. ઉપરાંત સેબરનમ્ લેનમાંના પોતાના મિત્રને ત્યાં જઈ વેશ બદલી ગડુરખાં બની નવાબને જીતવાની વગેરે આગલા પ્રકરણોમાં વરંવેલી સર્વ બીનાઓ વર્ણવી. દામોદરનો આનંદ પણ તેના હૈયામાં માયોજ નહિ.

"ત્યારે કામ ફત્તેહ કે?"

"ફત્તેહજ ફત્તેહ. બેડોપાર. નવાબિની મહેરૂન્નિસાના ખુન માટે અનંતને બે દિનમાં જરૂર પકડીશ. તે ખુની નથી એવો તકમાન પણ હવે સંશય નથી."

ગણુપતિરામનું મ્હોં મલકાયું.

થોડીવારે દામોદર ચાલ્યો ગયો. ગણુપતિરામે ન્હાઈને જમી લીધું. (કારણ તે મુસલમાનને ત્યાં જઈ આવ્યો હતો.) તે પછી તે પોતાની પથારીમાં પડ્યો પડ્યો પોતાની શોધકશકિત અને આજના પરાક્રમો વિષે વિચાર કરવા લાગ્યો. અને એમ કરતાં ઉંઘી ગયો.

પ્રભાતે નવ વાગે એક વિકટોરિઆ મંગાવી તેમાં પગ મૂકતાં તે બોલ્યો!

"હવે અનંતરામજી! તમારા બાર વાગ્યા સમજી લ્યો."

# અગિઆરમું પ્રકરણ.



## નાટ્યાલયમાં.



બીજે શનિવાર આવ્યો. આ સમયે તો અનંતરાયે પોતાની ભગિનીને ખેલ જોવા લઇ જવાનું ચોક્કસ વચન આપ્યું હતું એટલુંજ નહિ પણ તે તે વચન પાળવાનો જ હતો. અને સાથે જરા મોજ આવે અને આનન્દ મળે એ હેતુથી લાલબિહારીને પે પોતાની સાથે આવવા તેણે આમંત્રણ આપ્યું હતું.

અનંતરાય અને તેની ભગિની મધુરબાલાનો સાધારણ ઇતિહાસ વાંચકોને ખબર છેજ. ઉપરાંત અનંતરાય અને લાલબિહારી વચ્ચેના દૃઢ સ્નેહ અને મૈત્રીએ તેમનાથી અજ્ઞાત નથી.

લાલબિહારી અને મધુરબાલાનો સમાગમ વારંવાર થતો હોવાથી અને તેઓ અનેક વિષયોપર મોકળા મનથી વાત કરતા હોવાથી તેમના હૃદયમાં પરસ્પર પ્રેમાંકુર ફુટયા હતા. તેઓ આ પ્રેમાંકુરથી તદ્દન અજ્ઞાન હતા. તેમની વૃત્તિ એક બીજાને જોતાંજ ઉછળતી અને પ્રેમનો આવિર્ભાવ થતો છતાં પે તેમનું મન તેમના સંયમમાં હોવાથી કોઇપણ પ્રકારની એવી વાતચિત તેમના વચ્ચે થવા પામી ન હતી. મધુરબાલા અત્યંત મનોહર સ્વરૂપવાળી અને દેદિપ્યમાન લાવણ્યથી સુશોભિત યૌવના હતી. પરન્તુ તેનામાં સમજણનો બિલકુલ અભાવ ન હતો.

અનંતરાય પાકો સુધારક હતો. લોકનિન્દાને ગણકાર્યા સિવાય મધુરબાલાને તેણે મોટી થવા દીધી હતી, અને સુશિક્ષિત થવા દીધી હતી. તે હજુ શાળામાં જતી. તેનું ગુજરાતી જ્ઞાન વિશાળ હોવા ઉપરાંત તેણે અંગ્રેજીનો યે અભ્યાસ કર્યો હતો અને સાધારણ 'ગુલીવર' 'સેન્ડફર્ડ અને મર્ટન' આદિ પુસ્તકો વાંચી શકતી.

તેને વાંચવાનો શોખ ઘણો હતો. ઘણાંયે ગુજરાતી પુસ્તકો તેણે વાંચ્યા હતા અને હજુ યે એ વ્યવસાય તેણે છોડી દીધો ન હતો. ઘરની સર્વ વ્યવસ્થા પર એ દેખરેખ રાખતી. અને તેના કાર્યભારમાં સઘળું સ્વચ્છ, સુઘડ અને સારી સ્થિતિમાં દેખાતું. તેની ગોઠવવાની રીતથીજ જોનારા આકર્ષતા.

ગુંથવામાં યે તે નિપુણ હતી. તેનો સ્વભાવ સુયોગ્ય અને અનુદ્ધત હોવાથી કશામાં તે હિણપત માનતી ન હતી. નાનપણથી સ્વતંત્ર હોવા છતાં શિક્ષણથી તે નમ્ર અને સદ્‌ગુણી બની હતી. તે ઉપરાંત તે વિલાસી વ્યારીઓ કે ફેશનના ફંદમાં ફસેલી બની ન હતી. ઉત્તમ પુસ્તકોનું વાચન તે હમેશાં ચાલુ રાખતી અને અનંતરાય પણ તેને એવાં પુસ્તકો આણી આપતો.

લાલબિહારી પણ સુધરેલા વિચારનો હતો, અને આપણે પ્રથમ પ્રકરણમાં જોયું તેમ ઇચ્છિત બાલાનેજ પરણવાનો તેણે નિશ્ચય કર્યો હતો. અને હવે તો મધુરબાલા સાથેજ વિવાહ કરવાનો તેનો ઠરાવ થઇ ચૂક્યો હતો અને અનંતરાયને તેણે કહ્યું યે હતું. તેમના પરિણય વિષે સર્વે નક્કી થઇ ચૂક્યું હતું. માત્ર મૂહુર્ત જોઇ હસ્ત મેળાપ કરાવવાનીજ ખોટી હતી.

આજે, શનિવારે આઠેક વાગ્યાને સુમારે લાલબિહારી અનંતરાયને ગૃહે આવ્યા. અનંતરાયે નોકરને મોકલી એક વિક્ટોરિયા

મંગાવી લીધી અને તેમાં તે, મધુરબાલા અને લાલબિહારી બેઠાં. વિકટોરિઆને ગ્રાંડ થીયેટર તરફ લેવાનો હુકમ અનંતરાયે કરતાંજ તે ચાલી રસ્તામાં વિવિધ વિષયો પર વાર્તાલાપ થયો.

કેટલીકવારે ગાડી થીએટર આગળ આવી પ્હોંચી. અનંતરાય ઉતરતાં બોલ્યો. "હવે તમે ઉભય અન્દર જઇ ડાબી બાજુનોજ પ્હેલો રીઝર્વ્ડ બોકસ લ્યો. મેં પ્રથમથીજ રીઝર્વ્ડ કરાવ્યો હોવાથી તમને કોઇ પ્રકારની ભીડ નહિ થાય"

મધુરબાલા એકદમ બોલી ઉઠી "અને તમે નથી આવતા? મોટા ભાઇ!"

"હું આવીશ. લ્યો આ ટિકીટ. અન્દર બેસો નાટકનો આરંભ થતાંજ હું આવી લાગીશ. મારે જરા આટલામાંજ કામ છે. તમે જાઓ"

"હવે રાત્રિયે કામ નીકળ્યું! હું તમારા સિવાય જવાની નથી. એ તે શું? લોકો પાછળ કેવું બોલે એ મારાથી સ્હેવાય નહિ ને જવાય પણ નહિ." મધુરબાલાએ સખત વાંધો ઉઠાવ્યો.

લાલબિહારીએ ટાપશી પૂરી "બરાબર છે. તને યે એ ખરાબ નથી લાગતું?"

અનંતરાયે જવાબ આપ્યો, "હું કોઇ અજાણ્યા ગૃહસ્થ સાથે તો એને નથી મોકલતો! લોકનું મોઢું કાંઇ બન્ધ કરાય છે? જગતને મુખે કાંઇ તાળાં દઇ શકાય છે? મન ચંગા તો કથરોટ મેં ગંગા! આપણું મન શુદ્ધ હોય તો કાંઇએ વાંધો નહિ વળી મને કયાં ઘણો સમય લાગવાનો છે. નાટક શરૂ થતા થતામાં તો હું આ આવ્યો. જાઓ ને તમે"

કોઇ કાંઇ બોલ્યું નહિ, મધુરબાલા આગળ અને લાલબિહારી પાછળ થયા. એટલે અનંતરાય જતાં જતાં મશ્કરીમાં બોલ્યો "અરે!

અંદર બોક્સમાં જઈ પ્રણયકલહ ચલાવશો કે પ્રેમગોષ્ઠિ કરશો તો હું યાદ પણ નહિ આવું."

તેને અટકાવી મધુરબાલા ધીમેથીજ "અરે એ શી ટેવ મશ્કરી કરવાની ?" એમ બોલતી હતી એટલામાં તેને અટકાવી અનંતરાય બોલ્યો "હવે પછી હું આવીને તારૂં બધું કહેવું સાંભળ્યા કરીશ."

લાલબિહારી અધિક બોલ્યો નહિ. પણ નાખુશ જણાયો એને આ બિલ્કુલ પસંદ પડયું નહિ. પોતાની અવિવાહિત નવયૌવના ભગિનીને લોકદષ્ટિએ તદ્દન પારકા માણસ સાથે નાટ્યાલયમાં નાટક જોવા અનંત મોકલે તે એને ગમ્યુંજ નહિ. ઉપરાંત આવે સમયે અનંતરાય ક્યાં ગયો તેપે એના કળ્યામાં આવી શક્યું નહિ.

તેના મનમાં અનેક વિચારો ભમવા લાગ્યાઃ "પેલી નવ્વાબિની તો આવી ન હોય! ના. ના. એમ હોય તો તો એ ઘેર પણ ન આવે! કેવો ગાંડો માણસ! કેવી વિચિત્ર મૂર્તિ!"

આવા અનેક વિચારોથી એનું ચિત્ત ક્ષુબ્ધ થયું. છતાં જેમ તેમ કરી મધુરબાલાને તેણે બોકસમાં લઇ જઇ બેસાડી. એ બોકસ સ્ટેજ પાસેજ આવ્યો હતો.

એણે અનુમાન બાંધ્યા પ્રમાણે ઘણા લોક એની સામુ જોવા લાગ્યા. પણ એણે તે તરફ ધ્યાનજ આપ્યું નહિ. સર્વની દૃષ્ટિ એ બોકસ તરફજ વળવા લાગી. પણ એણે પોતાની દષ્ટિ સ્ટેજ સામેજ રાખી મધુરબાલા તો સવિનય નીચું મોઢું ઘાલી લાલબિહારીથી કેટલેક છેટેજ બેઠી.

થીએટર ભરપૂર હતું. હાઉસ ચિકાર હતું. વખત ભરાઈ જવા આવ્યો હોવાથી ફક્ત બે ચાર રિઝર્વડ બોકસજ ખાલી હતા. અતિશય ગડબડાટ બડબડાટ, સિસોટીઓ વગેરે ચાલુ થઈ ગયું હતું. રમા-

લો ચે ફરફરવા લાગ્યા હતા. પરન્તુ એ સર્વ તરફ મધુરબાલાનું બિલ્કુલ લક્ષ્ય ન હતું. તેના ચિત્તમાં ભિન્ન ભિન્ન વિચારોનું તુમુલ તોફાન ચાલી રહ્યું હતું. પોતાનો બન્ધુ આવે સમે ક્યાં ગયો હશે તે વિષે અનેક તર્ક વિતર્ક એના હૃદયમાં ઉપસ્થિત થયા કરતી હતી. પુષ્કળ વેળા લાલબિહારીને પ્રશ્નો પૂછવાનું એને મન થયું પરંતુ તે સારૂં નહિ દેખાય, એમ લાગવાથી તે કાંઈ બોલી નહિ.

કર્મ ધર્મ સંયોગે એમની પાસેના બોકસમાં આવીને બેઠેલી બે સ્ત્રીઓ આગલે શનિવારે કૃષ્ણલાલની ઉજાણીમાં આવેલી બે નાયકાઓ મોહમાલિકા અને કમલાક્ષીજ હતી. એને જોતાંજ લાલબિહારીના ગભરાટનો પાર રહ્યો નહિ તેને લાગ્યું કે "જો એ નાયકાઓ મારી સાથે એક પણ અક્ષર બોલશે યા બોલવાનો યત્ન આદરશે તો પોતાને વિષે મધુરબાલાને કેવા કેવા વિચાર આવશે ?"

આવી એની સંદિગ્ધ સ્થિતિ હતી ત્યારે એ બે નાયકાઓ શું કરે છે તે જોવાનું એને મન થયું. અને તેણે એ તરફ મ્હોં ફેરવ્યું. પેલીઓ તો ટાંપીજ રહેલી હતી. તરત નજર એક થઈ. કમલાક્ષી તેની સામું જોઇ હાસ્ય કર્યું. મોહમાલિકાના મુખપર પણ સ્મિત રમી રહ્યું.

તરતજ લાલબિહારીએ મ્હોં ફેરવી નાંખ્યું અને પછી મધુરબાલાનું ધ્યાન તે તરફ હતું કે નહિ તેની તેણે તપાસ કરી. સુભાગ્યે મધુરબાલા તો પોતાના વિચારમાંજ હતી. એ પછી તે તરફ ન જોવાનો તેણે નિશ્ચય કર્યો.

એટલામાં એની દૃષ્ટિ જરા દૂર નીચે ગઇ તો નીચે કુંજવિહારી જણાયો. તેને 'સલામ' કરવાના વિચારમાં એ હતોજ એટલામાં તો આપણા ગણપતિરામનું દર્શન તેને થયું.

" અરે રામ ! નસીબ પણ એ ડગલાં આગળનું આગળ જ દેખાય છે. " તેના મ્હોંમાથી નિરાશાસુચક ઉદ્‌ગારો નીકળી પડયા.

એ ગણુપતિરામ વિષે એનો અભિપ્રાય સારો ન હતો. અને જ્યારથી એમ માલમ પડ્યું કે એ તો ડીટેકટીવ છે ત્યારથી તો તે એને બહુ ધિક્કારતો. આથી એ મ્હોં ફેરવી નાંખવાની તૈયારીમાં હતો એટલામાં ગણુપતિરામની અને તેની દૃષ્ટિ એક થઇ અને તેને ગણુ-પતિરામે સલામ કરી એટલે તેને પણ સામી સલામ કરવી પડી.

એટલામાં તે કુંજવિહારીને શોધવા લાગ્યો તો તે એ કાંઈ દેખાયો નહિ અને ગણુપતિરામવાળી જગ્યાએ દૃષ્ટિપાત કરતાં તે પણ અદૃશ્ય થઇ ગયેલો દીઠો.

એટલામાં મધુરબાલાએ ધીમેથી લાલબિહારીને પૂછ્યું " મોટા-ભાઇને કેમ જવા દીધા ? મને કેવું ખરાબ લાગે છે ! "

આમ બોલતાં તેના નેત્રો અશ્રુપૂર્ણ થયાં. લાલબિહારીને કાંઇ બોલવાનું સુજ્યું નહિ પરંતુ કાંઇ બોલવું જ જોઇએ એમ લાગવાથી તે બોલ્યો. " મારૂં સાંભળ્યું હોત તો હું આગ્રહ કરત કેની ? પરંતુ મને લાગ્યું કે એને કાંઈ જરૂરી કામ છે અને કહીશું તો એ ધ્યાન આપશે નહિ. આથી મેં કાંઇ કહ્યું જ નહિ."

" ખરૂં. પણ મને નથી લાગતું કે આપણી આજની રાત સુખમાં જાય. આજે કાંઇ પણ સંકટ આવનાર છે એમ મને પ્રતીત થાય છે. " મધુરબાલાએ જણાવ્યું.

" અરે ! ના, ના. એવી કુશંકાઓને સ્થાન આપશોજ મા. એ ખુશીમાં છે. "

"હા. અહિં આવતા સુધી ખુશીમાં હતા પણ ગાડીમાંથી ઉતર્યા પછી એનું આનંદી વદન કરમાઈ ગયું હતું. આનંદની રેખાઓ ઉડી ગઇ હતી. ગમે તેમ પણ ગંભીર કાર્ય છે. એ સહજ જાય એવા નથી."

"અરે! ના, ના. તમારા મનમાં એ શું દુઃસંશયો આવે છે? કાંઈ સંકટ આવે એમજ નથી. અનંતરાય એવો માણસજ નથી." લાલબિહારીએ સાંત્વન આપવાને ઉદ્દેશે કહ્યું.

"ગમે તેમ હોય પણ મને લાગે છે કે કાંઇ ભી"—

મધુરબાલાનું ગળું ભરાઈ ગયું. તેનાથી આગળ વધુ બોલી શકાયું નહિ.

લાલબિહારી સર્વ કળી ગયો.



# બારમું પ્રકરણ.



## કુજેતીની પરાકાષ્ટા.



એટલામાં પાસેના બોકસમાંથી નીચલા શબ્દો કર્ણગોચર થયા.

"હું ! પેલી અનંતરાયની બ્હેન. એનું નામ મધુરબાલા. એ જેની સાથે બેઠી છે તે અનંતરાયનો ભાવી બનેવી છે."

લાલબિહારી તે તરફ જોવાનું સાહસ તો કરી શક્યો જ નહિ. તેણે વધારે સાંભળવા કાન માંડ્યા.

મધુરબાલા નીચે મોઢે અશ્રુતર્પણ કર્યા કરતીજ હતી.

એટલામાં ૩ ઘંટડીઓ વાગી ચૂકી હતી. ત્રીજી ઘંટડી વાગવી પૂરી થતાંજ પડદો ઉપડ્યો અને સુત્રધાર નટીવાળો આરંભ-પ્રવેશ સંપૂર્ણ થયા પછી તે દિવસે × × × × નાટક હોવાથી બીજા પ્રવેશમાં + + + + આત્મગત ભાષણ શરૂ થયું.

નાટકના આરંભ સાથે પાસેના બોકસમાં શરૂ થયેલો વાર્તાલાપ બંધ થયો હતો. પરંતુ હવે તો એ ખેલ જોવાની તેમને નવાઇ ન હતી એટલે પાસે બેઠેલાંઓ તો બડબડાટ જ કર્યા કરતા હતા.

લાલબિહારીનું લક્ષ્ય પાછું એ બબડાટ પર ગયું.

મધુરબાલા સ્તબ્ધ હતી કારણ આજે એને નાટક જોવોજ ગમતો ન હતો—તેના પર એનું ચિત્ત ચોંટતુંજ ન હતું.

એટલામાં ગણપતિશમ પાસેની બોકસમાં આવ્યા. તેને મોહમાલિકાએ કહ્યું. "કેમ, તમને લોકનો ડર લાગતો નથી ? તમે કેમ

અમારી પાસે આવવાનું સાહસ કરો છો ? લોક લજ્જા નથી તમને ? એ તો જૂઓ કે લોકો અમારે ઘેર આવી ગમે તેમ કરે. અને બીજે કોઇ સ્થલે અમને મળે તો જૂઠીને યે જૂએ નહિ અમારા તરફ લોકો યે ખરા છે!" છણકો કરતાં અને એક કૂશળ નટીની પેઠે અભિનય કરતા મોહમાલિકાએ આ વાકયો ઉચ્ચાર્યાં.

"કેમ ! આજે લોકો પર જ કાંઇ ક્રોધ આવ્યો છે ? તેનેજ વાગ્બાણ મારવા માંડયા છે ને કાંઇ" હસતાં હસતાં ગણપતિરામે કહ્યું "કેમ એવું તે શું તમને કારણ મળ્યું છે કે બધોજ રોષ આજે કાઢી નાંખો છો. હેં ?"

કમલાક્ષીએ તરત ઉત્તર આપ્યો "આ લોકોને તમને એકજ દાખલો આપીશ. ગયે શનિવારે અમે એ કૃષ્ણલાલે આપેલી ઉજાણીમાં ગયા હતા. તમે યે હતા રો. ત્યાં બીજા બે ત્રણ સદ્ગૃહસ્થો આવ્યા હતા. તેમાનો એક અહિં આવ્યો છે. તે દિવસ તો એ અમારી વાત રસ લઈ લઇને સાંભળતો હતો પરન્તુ આજે તો, અમારી સામે જોતાં યે શરમાય છે. તે ગૃહસ્થોમાંનો એક બીજાની બ્હેનને પરણવાનો છે એમ સંભળાય છે જૂઓ"

આગળ તે શું બોલી તે લાલબિહારીએ સાંભળ્યું નહિ. તેના હૃદયમાં કાંઇ કાંઇ વિચારો આવી ગયા. આટલા શબ્દોએ તેના હૃદયમાં કંટક રૂપે પ્રવેશ કર્યો હતો. તેમા હૃદયોદધિ એવો તો વિચાર તરંગોથી ખળભળી રહ્યો હતો કે તેને એમ થયું કે લાવ મધુરબાલા સાથે ચાલ્યો જાઉં. ચાલતા નાટક પર તો તેનું કશું ચિત્ત હતુંજ નહિ. પરન્તુ તે એકલો મધુરબાલા સાથે જાય તો મસ્તીખોર લોકો કેવી ટિકા કરે એવું તેને ભાન થવાથી એ વિચારનો તરતજ ત્યાગ કર્યો.

જુદા જુદા વિષયપર ગણપતિરામે તો વાર્તાલાપ શરૂ કર્યો હતો. વાતમાં ને વાતમાં સંગીતનો વિષય નીકળ્યો. એટલે ઉત્તર હિંદના ગાનારાઓ વિષે તથા ઈંદોર વિષે વાત ચાલી. વાતમાં ને વાતમાં અંમલગઢનુંયે નામ આવ્યું એટલે તરતજ કમલાક્ષી બોલી, "અંમલગઢનું નામ આવ્યું એટલે મને ઠીક યાદ આવ્યું. તમને ખબર તો હશેજ કે પાસેના બોક્સમાં બેઠેલીનો ભાઇ એ સંસ્થાનની રાણીનો કાર્યભારી છે. ખરૂં ! વળી એ બેને તે ઉપરાંત પણ કાંઇક સારો નરસો સમ્બન્ધ છે એમ પણ લોકવાયકા છે."

ગણપતિરામે એ વાત તદ્દન ઉડાવવાનો યત્ન કરતાં કહ્યું "ભાઇ મને તો ખબર નથી. તમને ભલી ખબર પડે છે. તમને કોણે કહ્યુ ?"

"અરે તમને ખબર ન હોય એ વાત તે બને ? આખું ગામ જાણે છેને." કમલાક્ષીએ તરત રોકડો જવાબ આપ્યો.

કમલાક્ષી અને ગણપતિરામનો આ કથાલાપ સાંભળી મધુરબાલાની મુદ્રા નિસ્તેજ થઇ ગઇ. તેણે પોતાના ભાઇ માટે કેવું સાંભળ્યું હતું ! તે તો મનમાં ને મનમાં અકળાવા અને મુઝાવા લાગી—રડવા લાગી.

લાલબિહારીની સ્થિતિ ગે ચમત્કારિક થઇ અને તેણે જવા માટે મધુરબાલાને સૂચન કર્યું પણ એટલામાં તો વળી પાછું પેલા બોક્સમાંથી સંભળાયું !

કમલાક્ષીએ કહ્યું. "મેં કહ્યું એ ખરૂં હોય—અને તે છેજ એમ મને તો સંપૂર્ણ ખાત્રી છેજ—તો એ ભાઇશ્રીના કાર્યભારની ઇતિ થઇ સમજો. એ નવાબિની બહુજ ખેલાડી અને જહાંબાજ છે. અંમલગઢનો એક ટબલચી મારે ત્યાં આવે છે તેણે કહેલી રોમેરોમ કંપારી ઉપજાવનારી મહા ભયાનક વાતો સાંભળશો ત્યારે થરથર

મુંઝશો. એ સાંભળી તે કોને, ક્યારે, શું કરશે અને કોની સાથે કેમ વર્તશે એ કળવું કેટલું મુશ્કેલ છે તે તમે સમજી શકશો. હું તો અત્યારેજ કંપુ છું."

આ સાંભળી મધુરબાલાની શી સ્થિતિ થઇ હશે તે વર્ણવવાનું સામર્થ્ય આ ક્ષુદ્ર લેખિનીમાં નથી. લાલબિહારી ગભરાયો. મધુરબાલાની આંખોમાં અશ્રુ ઉભરાયાં.

પોતાની આંખોમાંથી નિર્ઝર આંસુ ઉભરાતા છતાં તેણે તે લોકોને કળવા ન દીધું. એ હાથે મ્હોં છુપાવી દીધું અને પોતાની બહુ મૂલ્ય રેશમી સાડી વતી આંખમાંના અશ્રુ દૂર કર્યા.

ફરીથી લાલબિહારીએ ચાલ્યા જવાની વાત કાઢી. પરન્તુ 'ભાઇ આવે અને આપણને અહિં ન જૂએ તો તેને કેટલી ચિન્તા થાય?' એમ કહી નજ જવાની તેણે-મધુરબાલાએ સલાહ આપી. લાલબિહારીને એ તે કાંઇક ઠીક લાગી. ભાઇ-બ્હેનનું આવું હેત જોઈ તેને અપાર આનન્દ થયો.

ગણપતિરામ અને પેલી નાયકાઓ તો હજુ પોતાની વાતો આગળ ચલાવ્યાજ જતા હતા. તેમનો ઈરાદો-ખાસ કરીને પેલી નાયકાઓનો તો પાસેના બોક્સમાં બેઠેલાંને સંભળાવવાનો-તેમને કટાક્ષ કર્યા કરવાનો હતો એમ સ્પષ્ટ દીસતું હતું.

એટલામાં કમલાક્ષીએ પાછી વાત ઉપાડી. "ગણપતિરામ! આજ બે ત્રણ દિન થયાં મુંબઇમાં જે ખૂનની વાર્તા ચાલી રહી છે તે વિષે આપને તો કાંઈ ખબર હશેજ..........."

"શું ખૂન? ખૂન કેવું?" ગણપતિરામે વાત ઉડાવવાને ચમક્યા જેવો ડોળ કરીને તરત કહ્યું. "તમને તો જાણે આખા ગામની ખબર છેને શું? હું તો કાંઈ જાણતો નથી." બાજુએ જોઇ તે

અબડયો. "આખરે નાયકા તે નાયકાની જાત બતાવ્યા વગર રહે?"

"આખા ગામની તો ઠીક છે. પણ આ તો ખરી વાત છે. અને બધે ઘણે ઠેકાણે ઉડેલી છે." મોહમાલિકાએ તરત ગણપતિરામને જણાવ્યું.

કમલાક્ષીએ તેમાં પૂરવણી કરી, "હા. વળી એમ પણ કહેવાય છે કે એકમે પર કે એટલામાંથી એક કોઇ માથા વગરના ધડનું પોટલું જાગી આવ્યું છે."

ગણપતિરામ સાવધ થયો. પોતાની વાત બ્હાર પડે તેની પૂરતી સંભાળ એને લેવાની હતી. બિહારી એ જરા ચમકયો કારણ તે ધારતો હતો કે પ્હેલા–બીજા પ્રકરણમાં વર્ણવેલા જે પરાક્રમનો તેનો અનુભવ થયો હતો તે અધુના પર્યંત તદ્દન અપ્રસિદ્ધજ છે–લોકોમાં તેની વાત ફેલાઇ નથી.

પણ આતો તેથી ઉલટું નીકળ્યું. અને એને ભય લાગ્યો કે વખતે વાતમાં ને વાતમાં પોતાનું નામ પણ નીકળી આવે.

કેટલીકવાર ગણપતિરામ જરા વિચાર કરતો હોય તેવો વેશ ભજવતો ઉભો. પછી બોલ્યો. "હં! તે ખુન કે? તેની મને બરાબર ખબર નથી. મને નથી લાગતું કે તે ખુન હોય."

"શું?" મોહમાલિકાએ એકદમ વાંધો ઉઠાવ્યો. "શું તે ખુન નથી? અરે એ શું ખુન નહિતો ખુનનો દાદો? આટલા બધા માણસો તેને ખુન માને છે તે કાંઇ મૂર્ખ તો નહિ હોયને! તમે તો તદ્દન વિચિત્રજ છો. વળી જો પેલી વિદ્યારામની વાડી વાળી વાત અમે પોલિસને જણાવીયે તો તરત એ ખુનનો પત્તો નિઃસંશય લાગે"

"કયી વાત?" ગણપતિરામે તો જાણે તદ્દનજ ભુલકણા બવાનો ડોળ કર્યો.

"પેલી શનિવારે અમે કહી હતી તે."

"પણ તેને ને આને શો સમ્બન્ધ?"

"સંબંધ તો ખરોસ્તો. પેલી વાડી આગળ અમે જે પોટલું જોયેલું તેજ પોટલું લઇ પેલો માણસ એકએ તરફ ગયો હશે. હોય." મોહમાલિકાએ પોતાનું કૌશલ્ય બતાવ્યું,

"બેસી રહો બેસી." ગણુપતિરામ બોલ્યો.

"એમ તે વળી ખૂન પકડાતા હશે? બહુ ગડબડ કરવા જશો અને તમેજ પોલિસને કહેવા જશો તો ભોંય ભારી થઇ પડશે. એ તો પોલિસનાં કામ રહ્યા"

"કેમ? તેમાં અમે શો ગુન્હો કર્યો તે અમને ભોંય ભારી પડે?" કમલાક્ષીએ કારણુ માગ્યું.

"તમે કર્યો તો નહિ એ વાત ખરી પણુ તમે થતાં દીઠો તેનુ કેમ? તમને સાક્ષી માટે પકડી જાય. એજ."

"પણુ તેમાં શું કાંઇ મારી તો નહિ નાંખેને!" ચાળા કરતાં નિર્લજ્જ મોહમાલિકાએ કહ્યું "જે ખરેખરૂં હોય તે કહી દેવાનું."

"હા. એ તો મોંઢાની વાત છે." ગણુપતિરામે તેના કથનનો રદીઓ આપવા માંડયો. "તમને અનુભવ વગર કયાંથી ખબર પડે કે સાક્ષી થનારના કેવા દમ નીકળી જાય છે. હવે જવા દો એ વાત એવી બાબતમાં માથું ન મારવું તેજ સારું.

પ્રવેશ પર પ્રવેશ રંગભૂમિ પર ભજવાતા જતા હતા. આખું થીયેટર–તેમાંનો જન સમુદાય–રસ લઇને નાટક જોયા જતું હતું અને માંહેના રસિક પ્રસંગોએ તાળી દીધ્યાં જતું હતું પરંતુ આ વાતોમાં ગુંથાયલાનુ ચિત્ત તેમાં ન હતું.

એટલામાં પ્રથમાંક સમાપ્ત થયો. અને અંકનો પડદો પડયો.

એટલે ગણુપતિરામ ઉઠીને જવા માંડયો. કમલાક્ષી તેનો હાથ પકડી અટકાવતાં બોલીઃ "કેમ તમે યે ચાલ્યા? તમને ય ભય લાગે છે?" તેણે જરા હસતાં કહ્યું.

"ના. ના. જરા કામ છે બ્હાર" ગણુપતિરામે ઉત્તર આપ્યો.

"જરા કાંઇ પાન પટ્ટી–" મોહમાલિકાએ કહેવા માંડ્યું,

"ના. હું પાન ખાતો નથી. એક બે ગૃહસ્થોને મળવું છે. પેલા નીચે ઉભેલા કુંજવિહારી સાથે ય વાર્તાલાપ કરવો છે."

હાથ છટકાવી તે ઝડપથી ચાલ્યો ગયો.

"હાશ! નાયકાઓના હાથમાંથી તો છૂટ્યો!"

લાલબિહારી તેની પાછળ જોઇજ રહ્યો હતો. તેને માલમ પડ્યું કે ગણુપતિરામ વિહારી પાસે ન જતાં એક બીજાજ ગૃહસ્થને જઇ મળ્યો અને તેની સાથે વાર્તાલાપમાંજ ગુંથાયો.

બીજો અંક શરૂ થતાંજ તે પાછો આવ્યો.

મધુરબાલા અને લાલબિહારી આતુર નયને અનંતરાયની વાટય જોયાજ કરતાં હતાં અને લાલબિહારીએ તો દૃષ્ટિ સતતજ દ્વાર સામે માંડી હતી એટલામાંજ,

"આવ્યો તો ખરો!" એમ તે બોલી ઉઠયો.

મધુરબાલાએ ઉંચું જોયું. તે ચમકી. અનંતરાય થીયેટરમાં પ્રવેશી તેમની પાસે આવ્યો અને જાણે પોતે ગયો, આટલો સમય થીયેટરમાં ગેરહાજર રહ્યો અને એક યુવક અને યૌવનાને એકલા થીયેટરમાં બે કલાક બેસાડી રાખ્યા તે કશી વિસાતજ ન હોય એમ તે ઉભયની વચ્ચેની સીટ પર બેઠો.

મધુરબાલા બોલી: "વાહરે ભાઇ! ખરી તમારી વીશ પચ્ચીશ મિનિટ! અઢી કલાક ખાસા થયા તોયે ત્રીશ મિનિટ પૂરી થાય નહિ તમારી! ઘડિઆળ બન્ધ પડયું કે શું?"

લાલબિહારીએ તરત કાનમાં કહ્યું, "તું કેટલો મોડો આવ્યો? અહિં અમારે કેટલું વેઠવું પડયું. લોકોએ અમારા પર કેટલી ટીકા કરી. અને આ જોઇ! પાસેની બોકસમાં પેલી બે? ઓળખાય છે કે? એ રાં–એ મને કેટલો ત્રાસ આપ્યો છે! હરિ! હરિ! એ વાતચિત તો પછી બધી તને કહીશ. ત્રણવાર અહિંથી ઉઠી જવાનું મન થયું મને."

અનંતરાય બોલ્યો! "કોણ પેલી બેકબેવાળી નાયકા કે?"

"હા અને પેલા ગણપતિદાદા યે આવ્યા હતા. એ બધી વાત તો હું તને પછીથી કહીશ." લાલબિહારીએ મધુરબાલાની હાજરીમાં કહેવું યોગ્ય ન ધાર્યું.

"કોણ? ગણપતિરામ? એ સાળા પર મને બહુ ચિઢ ચઢે છે. એ માણસ, હું જ્યારે તમને છોડી ગયો ત્યારે મારી આસપાસ ફરતો દેખાયો હતો. બે ત્રણ દિવસ થયાં એ મારી પાછળ ભમતો ને ભમતોજ દેખાય છે. મને લાગે છે કે એ જાસુસનું કામ કરે છે કે શું? એકવાર એની ફજેતી કરી નાખું એમ મારો વિચાર છે. લાવ પકડું એને!" અનંતરાય આવેશમાં આવી જઇ બોલ્યો.

ચમકીને લાલબિહારી બોલ્યો: "જા, જા. એવું હમણાં કરતો નહિ. અહિં મધુરબાલા છે તે જોતો નથી–જાણતો નથી?"

"આજે તો ઠીક છે પણ જો કાલે એ મારી પાછળ દેખાયો તો એનો કાન પકડીને આમળ્યા વગર નહિ રહું. સુવ્વર સમજે છે શું એના મનમાં?" ક્રોધમાં ને ક્રોધમાં અનંતે કહ્યું.

આ બધી વાતચિત બહુ ધીમેથી થયેલી હોવાથી અને હવે ભાઈ આવ્યાથી મધુરબાલાનું ચિત્ત કંઈક અંશે નાટકમાં પરોવાયાથી તેણે કશું સાંભળ્યું ન હતું.

લાલબિહારીએ કહ્યું, "ત્યારે હવે અહિંથી ચાલ્યા જવું છે કે કેમ ? નાટક જોવો છે ?"

"કેમ ? નાટક જોવા આવ્યાં છે કે વેશ કરવા ?" અનંતે પૂછ્યું

"મને ખ્હેન નથી પડતું. તારી બ્હેનની મરજીએ પૂછી જો" લાલબિહારીએ જણાવ્યું.

અનંતરાયે મધુરબાલાને પૂછ્યું, "કેમ તારે નાટક જોવો છે કે ઘેર જવું છે ? ઉંઘ આવે છે ?"

"ઉંઘ તો નથી આવતી," ધીમે સ્વરે મધુરબાલાએ જવાબ આપ્યો. "પણ પ્હેલો અંક ચુંથાઈ ગયો એટલે નાટકમાં રસ નથી પડતો. આમે ને આમે આ અંક પૂરો થયે ચાલ્યા જઈએ તો ઠીક" તેણે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

અનંતરાયે અને લાલબિહારીએ કબુલ કર્યું.

ધીમે ધીમે નાટક તો આગળ ચાલ્યો. પેલી નાયકાઓએ હવે શાન્ત પડી હતી. નાટકનો બીજો અંક ઘણો ન્હાનો હોવાથી થોડાક સમયમાં સંપૂર્ણ થઈ ગયો. ત્રણે ઉઠ્યાં.

બોકસમાંથી બ્હાર આવ્યાં. લાલબિહારીએ, જે મનુષ્ય સાથે ગણુપતિરામે વાર્તાલાપ કર્યો હતો તેને જોયો–તેના પર દૃષ્ટિ રાખી. તેની પ્રતીતિ થઇ કે ગણુપતિરામ અને એનો એ સાથી જાસુસીનું કાર્ય કરે છે.–અનંત પર કે કોના પર તે એ સમજ્યો નહિ.

તેઓ જેવા થીયેટરની બ્હાર નીકળ્યા એટલે તે મનુષ્ય અદૃશ્ય થઈ ગયો. લાલબિહારીને તે વિષે અનંતરાયને કહેવાનું મન થયું, પરન્તુ મધુરબાલા હોવાથી તે અટક્યો.

બ્હાર જઇ તેમણે એક વિકટોરિઆ ભાડે કરી. અને મધુરબાલા ઝટ તેમાં ચઢી બેઠી. લાલબિહારી યે બેઠો. અનંતરાયે ચઢી બેસવાને પગથીયા પર પગ મૂક્યોજ હતો એટલામાં તેનાથી સર્વથા અપરિચિત એવી એક વ્યક્તિ ત્યાં આવી લાગી અને તેને કહેવા લાગી; " થોડી વાત કરવી છે. જરા દૂર આવશો તો અત્યન્ત કૃપા થશે."

તેને જોઇ અનંતરાય આશ્ચર્ય પામ્યો જવું કે ન જવું? તેને વિચાર ઉપસ્થિત થયો. મુંબાઇમાં સોનેરી ટોળીવાળા ફસાવનારાઓનો કાંઇ અભાવ નથી એટલે વખતે ફસામણે હોય; પરન્તુ એ વ્યક્તિની મુખમુદ્રામાં તેને કશું વાંધા ભરેલું લાગ્યું નહિ. એથી તે 'આવું છું' કહી તે વ્યક્તિ સાથે સ્હેજ દુર ગયો, થોડીજવારમાં પાછો આવી તે કહેવા લાગ્યો.

"બિહારી! એક ગૃહસ્થને કાંઇક બહુજ અગત્યના કામસર મારે મળવું છે. તું ને મધુરી જાઓ. ક્યાં તો તું આજે મારે ઘેરજ સૂજે. હું થોડેક સમયે આવી લાગીશ." આટલું કહેતાં તેના નેત્રમાં હર્ષાશ્રુ જણાયાં તેની મુદ્રા પણ સતેજ હતી.

મધુરબાલાના પેટમાં ધ્રાસ્કો પડ્યો, " વળી એ પાછો ક્યાં જાય છે!"

તેના તરફથી કશોજ ઉત્તર ન મળવાથી અનંતરાય બોલ્યો: "કેમ બ્હેન! રડે છે કે શું? આમ ગાંડાવેડા શું કાઢે છે? ઘેલા થઇ છે? લગ્ન થયા પછી કાંઇ હું સઘળે આવવાનો છું?" તેણે સ્હેજ હસતા કહ્યું.

લાલબિહારીને આ ગમ્યું નહિ. અનંતરાયે આપેલું કારણ સર્વાંશે સત્ય હોય એમ એને લાગ્યું નહિ. તેણે તરત કહ્યું, "વારૂ. તમે જલદી આવો. અમે અહિંજ થોભીએ છીએ."

" ના. ના. તે નહિ ચાલે. મને વખતે વાર લાગે તો ? અને મધુરીને ઉંઘ આવતી હશે. તું એને સમજાવીને ઘેર લઇ જા એટલે થયું. "

એમ કહી તે ચાલતો થયો. તેના છેલ્લા શબ્દો બિહારી અને મધુરીથી પૂરેપૂરા સ્પષ્ટ સંભળાયા પણ નહિ હોય.

# તેરમું પ્રકરણ.

## અનંતરાયની તપાસ.

જે ગૃહસ્થે-જે વ્યકિતએ-તેને બોલાવ્યો હતો તે સ્હેજ દૂર ઉભો રહ્યો હતો. તેની પાસે જઇ અનંતરાયે પૂછ્યું ! "એ ક્યાં છે ? ક્યાં બેઠાં છે ?"

"સ્ટેજ પર છે. તેમને આવતાં મોડું થયું. સ્ત્રીઓની જગ્યા ખીચોખીચ ભરેલી હતી. એક પણ બોક્સ ખાલી હતો નહિ. આથી મેનેજરે અમને વિંગમાં પડદા આડે બેસાડયા છે."

"પરંતુ હું અહિં આવેલો છું એમ એમણે કેવી રીતે જોયું ? મેં તો એમને જોયાજ નહિ." અનંતરાયે પ્રશ્ન કર્યો.

"એ બધી મને શી ખબર ? ગમે તેમ પણ એણે તમને જોયા. અને તમે ગયા એટલે બરાબર પૂરતી નિશાની આપી મને મોકલ્યો. જેથી હું તમને ઓળખી શકયો. હું એક સામાન્ય એકટર છું. તસ્દી માટે અને તમારી પાસે આવી એકદમ બોલ્યો તે માટે માફી આપશો, તેમાં વળી તમે એકલા—" પેલા ગૃહસ્થે-જેણે પોતાને એકટર તરિકે ઓળખાવ્યો તેણે લંબાણથી વિવેચન કર્યું.

"હું. તેમાં હરકત નહિ. એ તો મારા બ્હેન બનેવી હતા." અનંતરાયે કહ્યું.

"ચાલો ત્યારે પાછળની બાજુથી અંદર થીયેટરમાં જઈએ. આગળ જરા ગિરદી છે."

એમ કહી તે એક્ટર અનંતરાયને થીયેટરના અંદરના ભાગમાં લઈ ગયો. અને તેને ડ્રેસીંગ રૂમમાં લઇ ગયો. તે ખોલીમાં એક બે બાંક, બે ત્રણ મોટા અરીસા, એક બે ઝભ્ભા તથા સાડીઓ વગેરે પડેલાં હતા. એક્ટર એને ત્યાં બેસાડી ગયો. તે કહેતો ગયો કે "હમણાંજ એ અહિં આવશે. હું જઇને એમને સત્વરજ મોકલું છું."

અનંતરાય તેના ગયા પછી ઓરડામાં દૃષ્ટિપાત કરવા લાગ્યો. કેટલાક બહુમૂલ્ય વસ્ત્રો યે ત્યાં પડેલાં હતાં જે ત્યાંની વિજળિક લાઈટમાં ચાક ચાક થયાં કરતાં હતાં. એ જોઇ તેને નાટકવાળાના ધન્ધા વિષે વિચાર આવ્યો. તે આવા વિવિધ વિચારો મનમાં કરતો હતો એટલામાં હાથમાં ચાબુક, માથે પીળી ટોપી, કમ્મરે પટો અને કાળો ડગલો પ્હેરેલા એક ગૃહસ્થે અન્દર પ્રવેશ કર્યો. એટલામાં પેલો એક્ટર પણ આવ્યો તેણે કહ્યું. "બાંકપર બેસો. ખુરસીપર નહિ."

એ અવાજ અસભ્ય અને ધમકી ભર્યો હતો.

અનંતરાય ચિઢવાયો, પરન્તુ વખત વિચારી બેસી રહ્યો. ખુરસી પરથી ઉઠયો નહિ.

એટલામાં એક હવાલદાર ત્યાં આવ્યો, એક્ટર ચાલ્યો ગયો. હવાલદારે દાર દઇ અનંતરાયને કહ્યું. "સામેના બાંકપર બેસો."

"એટલે? હું અહિં બેસવા અને તમને મળવા નથી આવ્યો. હું તો નવ્વાબિની મહેરૂન્નિસા મને બોલાવે છે એમ જણાવવાથી તેમને મળવા આવ્યો છું."

"અને તે અહિં મળશે એમ તમને લાગ્યું ?" પેલા પીળી ટોપીવાળા ગૃહસ્થ-કોન્સ્ટેબલે કહ્યું.

"અલબત્ત ! તેમ ન હોત તો હું અહિં આવ્યોજ ન હોત !"

"પરન્તુ તે જીવંત નથી એમ શું તમે નથી જાણતા ?" કોન્સ્ટેબલે પ્રશ્ન કર્યો.

"જીવતી નથી ? એ શું બકો છો ? કે મશ્કરી કરો છો ?" અનંતરાયે વાંધો ઉઠાવ્યો.

"તમે તો નિર્દોષ હોવાનાં ઢોંગ કરશોજ. પણ જ્યારે એકટરે તમને કહ્યું કે નવ્વાબિની તમને બોલાવે છે ત્યારે તમારી મુખમુદ્રા શ્વેત કેમ થઈ ગઇ ? વિચાર કેમ કરવો પડ્યો ? નહિ જવું એ હાનિકર્તા છે. એથી તો ઉલટા આપણે ખૂની તરિકે સિદ્ધ થઇશું એમ પ્રતીત થવાથી તમે આવ્યા." કોન્સ્ટેબલે અનંતરાયપર ખૂનનો ગંભીર આરોપ મૂક્યો.

"તમે મને પૂછનાર કોણ ? હું ઉત્તર નહિ આપું."

"એટલે ? તમે મને ઓળખતા નથી ? હું કોન્સ્ટેબલ છું. તમારા પર મહેરુન્નિસાના ખૂનનો આરોપ છે." તેણે ચોકખા શબ્દોમાં સ્ફોટ કર્યો.

"કેવું ખોટું તહોમત !"

"તમે ગુન્હો ના કબુલ કરો છો ? વારુ ત્યારે એ મહેરન્ સાથેનો સમ્બન્ધ તો કહેશો ?"

"હું તેનો કારભારી છું. બીજું શું વળી ?" અનંતે તોછડાઇથી ઉત્તર આપ્યો.

"યાદ રાખો. પચાસ સાક્ષી એમ કહેવા તૈયાર છે કે તમે એની સાથે ફરવા જતા અને ફાવે તેમ વર્તન ચલાવતા." કોન્સ્ટેબલે ભેદ કઢાવવા માંડયો.

"હું તેની ખાનગી તહેનાતની વ્યવસ્થા કરતો, એજ અમારો વધુ સમ્બન્ધ."

"વારુ તેમ તો તેમ." વધારેમાં સાર નહિ નીકળે જાણી કોન્સ્ટેબલે કહ્યું. "પણ એ સમ્બન્ધ તુટયો કેમ?"

"તુટયો? હું તે કાંઇ જાણુતો નથી. માત્ર એટલીજ મને ખબર છે કે હું એનો કારભારી નથી."

"વારૂ હવે તમે એને બંગલે કેમ નથી જતા? તેનું કાંઇ બીજું કારણ હશે ને?"

"કારણ એજ કે એ પ્રવાસે ગયાં છે. એમને તેમ કરવાનો ભારે શોખ હોવાથી તે ગમે ત્યારે ગમે તે તરફ જાય છે."

"પ્રવાસે ગયાં છે કેમ? વારૂ કેટલા દિવસથી?"

"લગભગ આઠ દિવસથી"

"એટલે એ ગયા શનિવારે ગયા કેમ? બરાબર તે દિને સાયંકાળે તમે બે ફરવા ગયાં હતાં. એના ઘણા સાક્ષી છે. બોલો ફરીને ગયા પછી શું થયું?"

"તેને છોડી ગયા પછી શું થયું તે હું કેમ જાણું?"

"નથી જાણતા, એજ તમારો ઉત્તર કે?"

"જૂઓ. ઉત્તર દેશો તેમાં તમને લાભ છે. બોલો શનિવારની રાત્રિ પછી તમે એને કદી મળ્યા છો?"

"ના, બિલ્કુલ નહિ."

"વારૂ તમારા પર એનો પત્ર છે?"

કોઇ પણ ન પૂછે એવો આ પ્રશ્ન સાંભળી અનંતરાય ગભરાયો. તેને શરમ લાગી. તિરસ્કારથી તે બોલ્યો; "તમને તેનું શું કામ છે?"

"એટલું સમજતા નથી? શનિવાર પછી તમને એનો પત્ર મળ્યો છે એટલું સિદ્ધ કરશો કે આ તહોમતમાંથી છૂટ્યા સમજવા"

અનંતરાયે ગજવામાં હાથ ઘાલ્યો. કોન્સ્ટેબલ બોલ્યો "પરન્તુ તે પર પોસ્ટનો સિક્કો, તારિખ વગેરે હોવા જોઇશે. તમારે ફક્ત એટલુંજ સિદ્ધ કરવાનું છે કે શનિવાર પછી નવ્વાબિની જીવતી હતી"

અનંતરાય તદ્દન શાંતજ રહ્યો ગજવામાંથી હાથ પાછો ખેંચી લીધો.

"આ પરથી જણાય છે કે શનિવાર પછી તમને એનો પત્ર મળ્યો નથી. તમને છોડયા પછી એ કયાં ગઇ તે યે તમે જાણતા નથી. પણ તમે કયાં ગયા તે તો કહેશો?"

અનંત મૌન રહ્યો

"ચાલો હું કહું? તમે બેકબેપર ગયા. ત્યાં એક મિત્ર સાથે ઉજાણી કરી પછી ત્યાં થોડોક સમય ગાળી એક ગૃહસ્થ જે તમારો બનેવી થનાર છે, તેની સાથે ચાલ્યા આવ્યા." કોન્સ્ટેબલે ક્રમવાર તેની હિલચાલ વર્ણવી.

અનંતરાયના મનમાં સંતાપનો પાર રહ્યો નહિ.

"આ સર્વ એણે કયાંથી જાણ્યું? બિહારી તો કહેજ નહિ. કુંજવિહારી યે તેવો માણુસ નથી. પેલી રાં—નાયકા ખરી. અને પેલા ગણપતિદાદા ડિટેકટીવ મૂએલા છે ને!" એમ એ પોતાના મનમાં વિચારવા લાગ્યો. "એ ગદ્ધાનાંજ કારસ્તાન આ."

કૉન્સ્ટેબલ બોલ્યો. "સર્વ વાત ખરી છે. જો ખૂનના આરોપમાંથી છૂટવું હોય—આ તહોમતથી મુક્ત થવું હોય તો એ શનિવારે સાયંકાળે ત્રણથી રાત્રિએ ત્રણ વાગ્યા સુધીનો ચોક્કસ સમય તેં કેવી રીતે, ક્યાં કોની સાથે ગાળ્યો હતો તે બધું વિગતવાર કહી અને સિદ્ધ કરી બતાવ. મહેરનનું ખુન રાત્રિએ આઠથી દશના અરસામાં થયેલું છે એમ અમારી માન્યતા છે. બરાબર કહે. હઠ કરશે તે નહિ ચાલે"

માનવાચક 'તમે' ને બદલે હવે 'તું' થયું હતું.

"વારૂ." અનંતે વાંધો કાઢ્યો. "એ વાત ખરી હોય તો સર્વ વાર્તા મુંબાઇમાં પ્રસરી કેમ ન ગઇ? પેપરોમાં કેમ ન આવી? વળી એ કાંઈ નાની સુની વાત છે? અમલગઢના નવાબની બેગમનું ખુન થાય અને તે વાત જાહેરમાં યે ન આવે કે? નવાબને ત્રણ તોપનું માન હતું. ખબર છે? એ નવાબ અહિંજ રહે છે; તેને અને કાંઇ નહિ તો નવ્વાબિનીના ચાકરોને યે કશી ખબર ન હોય કે?"

કૉન્સ્ટેબલ ચિઢાયો.



# ચૌદમું પ્રકરણ.



## ૫૦૦૦૦ ની નોટો.



એટલામાં પેલા શિરહીન શબની વાત કરવી અને પેલા ક્રાયમેન સાઇસ વિગેરેની હકીકત બ્હાર પાડવી એ કોન્સ્ટેબલને અયોગ્ય લાગ્યું. હજુ એ બે ભામટાઓ પર તો પોલિસની નજર જોઇએ. તેણે વિચાર કરી કહ્યું. "તે સર્વ હજી તપાસ થાય છે. પણ હાલતો એ શનિવારની રાત્રિ તેં કયાં ગાળી તે નિરાંતે સાંભળ."

"જોઉં કહોની !" ઉદ્ધતાઇથી અનંત બોલ્યો.

"એ રાત્રિ તેં ગાંવદેવી પાસેની ડામરગલીમાંના એક બંગલામાં ગાળી એ બંગલો ઘણાક દિવસથી ભાડે લીધો છે. બોલ, એ બંગલામાંનો ફેન્સી માલ તારો છે કે બીજા કોઇનો ?"

અનંતરાય એ વાક્યનો મર્મ સમજ્યો. અપમાન સહન ન થવાથી તે બરાડી ઉઠ્યો, "ત્યારે શું કોઇ સ્રીનો છે ?"

"વારૂ, તારો છે. તું ઉત્તર આપે છે કે નહિ તે હું જાણવા માંગતો હતો. ચાલો હવે શનિવારે તું કોટમાંથી રૂ. લઇ આવ્યો ત્યાર પછી તમે એ સાંજે ગાડીમાં બેસી ફરવા ગયા. પછી એ બંગલામાં ગયા. ત્યાંથી પછી મહેરન્ જીવતી પાછી આવી નથી."

"ખોટું. તે તો મને એપોલો બન્દરે ઉતારીને ચાલી ગઇ." અનંતે ભૂલ કાઢી.

"પૂરાવાથી સિદ્ધ થાય કે તમે એ બંગલામાં બેસી રહ્યા. ત્યાર પછી મહેરૂન્નિસા બ્હાર આવીજ નથી."

"શું પુરાવો? સાક્ષી છે? લાવો ને સાક્ષીને કાનપટ્ટી પકડીને મારી પાસે. હોયતો તે બેવકૂફ, જુઠ્ઠા અન્ધ યા વિશ્વાસઘાતી હોવા જોઇએ." ક્રોધના અતિશય આવેગના ઉભરા અનંતે કાઢવા માંડ્યા.

"ત્યારે તું સઘળું કહી જા." શાંતિથી તેણે કહ્યું.

"મને એપોલો બન્દરે ગાડીમાંથી ઉતરી જવું પડ્યું. હું જવા માંડતો હતો એટલામાં પેલો સિદી આવીને કહી ગયો કે રાણી સાહેબ મને ઘેર બોલાવે છે. હું ગયો તો એ ત્યાં ન હતી! તેથી મારે વાટય જોવી પડી. આવ્યા પછી એણે જે કહેવું હતું તે કહ્યું. તે પછી એકબે તરફથી ફરતો ફરતો હું ઘેર જતો હતો એટલે મારા મિત્રો મને મળ્યા ને મને ઉજાણીમાં લઇ ગયા.—"

"વારૂ. એ બધું રહેવા દે. એ રાત્રે કયી ગાડીથી ગઇ એમ તમે કહો છો? રાત્રિને એ સમમે કયી ગાડી ઉપડે છે?"

"તે તો મને ય ખબર નથી. જાણવું જ હોય તો કોચમેન યા સાઇસને પૂછો. તેઓ ગાડીપર મૂકવા ગયા હતા એટલે તમને સઘળું જણાવી શકશે."

"એ તે વળી કહે! એતો તારા સાથીદાર છે. એને પૂછવામાં શું ફાયદો?" કોન્સ્ટેબલે વાંધો દર્શાવ્યો.

"સાથીદાર?" સક્રોધ અનંત બૂમ પાડી ઉઠયો, "ત્યારે શું જે બાઇ જીવતી છે તેના ખૂનનું તહોમત મારાપર તમે મૂકો છો? કેવી બેઅદબી? વારુ મેં ખૂન ક્યાં કર્યું તે તો કહેશો કે જરા.!

"ગાંવદેવીવાળા બંગલાના પત્રાના છાપરાંવાળાં સ્નાનગૃહમાં ખૂન થયું હોય એમ લાગે છે."

"ત્યારે શું મહેરુન્નિસાની લાશ ત્યાંથી મળી આવી છે કે શું ?" અનંતે પૂછ્યું.

"તું એવો કાચોપોચો ખૂની નથી. તેં બરાબર ચોકસી કરીને શબને ઠેકાણે પાડ્યું છે."

"વારૂ. ત્યારે તે મરી ગઇ એમ તમને કહેવાનું શું કારણ છે? શી સાબિતી છે?"

"એ સ્થળે રકતના ડાઘા છે."

"મારે જગા જોવી પડશે."

"અમે તને જરૂર બતાવીશું."

"વારૂ. ત્યારે એના પ્રાણ લેવામાં મારો હેતુ શું? મારેને એને તો પ્રેમભાવ છે ને?" હસવું આવે એવા ચાળા કરતાં અનંતે કહ્યું.

"પોતાના પ્રેમપાત્ર પર સંશય આવ્યાથી થએલું આ કાંઇ પહેલું ખૂન નથી. તારા હેતુનું કામ શું અમારે! બીજું હવે જ્યારે નવ્વાબિની તારા કહેવા પ્રમાણે ગામ ગઇ છે ત્યારે તું ગાંવદેવીને તમારે બંગલે શા ઉદ્દેશથી જાય છે? એ વાત તે ખરી છે ને!"

એટલામાં એ ડ્રેસીંગરૂમનું દ્વાર ઉઘડ્યું અને શાંત પ્રકૃતિ અને ભવ્ય દેખાવનો એક યુરોપિયન ત્યાં આવ્યો. પેલા કોન્સ્ટેબલે અંગ્રેજીમાં ટુંકમાં અત્યાર સુધી થએલી વાતચીતનો સારાંશ સમજાવી દીધો. એ યુરોપિયન જે કોઇ નહિ પણ જેનો પ્રકરણ પાંચમામાં આપણે પરિચય થયો તેજ વિલ્સન.

તેણે પેલા કોન્સ્ટેબલે કહેલું છેલ્લું વાકય અંગ્રેજીમાં ફરીથી કહ્યું.

અનંતે ભપકાદાર અંગ્રેજીમાં જવાબ આપ્યો: "હા એ વાતો ખરી છે પણ તેતો તમારી વિરુદ્ધ જાય છે. મેં ખૂન કર્યું હોય તો હું તે સ્થળે જાઉંજ નહિ એ દીવાની જ્યોત જેવું સ્પષ્ટ છે."

વિલ્સને શાંતિથી કહ્યું. " તમે નિરપરાધિ ઠરો અને આ આળ તમારા પરથી જાય એવી અમારી પ્રબલ ઇચ્છા છે. બોલો તમે શા માટે ત્યાં જતા ? "

" તે તમે જાણવા માંગો છો ? ઓલરાઇટ. સાંભળો. ત્યાં નવ્વાબિની સાહેબનો કાંઇ પણ પત્રબત્ર મળશે એવી આશાયે હું ત્યાં જતો હતો. કારણ ઘણીકવાર કોઇને કહ્યા કારવ્યા સિવાય તે બ્હાર ચાલ્યાં જતાં. એ સમયે, અમે આગળથીજ ઠરાવ્યા પ્રમાણે એ દાસીને એકાદ પત્ર કે ચિઠ્ઠી આપી મૂકતાં, અને તે દાસી એ પત્રને એલ્મિરાના ખાનામાં મૂકતી. ત્યાંથી મને મળી શકે. એક દાસીપર એનો અતુલ વિશ્વાસ છે તેનેજ એ પત્ર આપતાં. " અનંતે પોતાનું કારણ દર્શાવ્યું.

" વાહ પત્ર પ્હોંચાડવાની આ રીતિ વિલક્ષણ છે. પોસ્ટમાં મોકલતા નથી ? " કૉન્સ્ટેબલે પૂછ્યું.

" નવ્વાબિની અસ્સલ મુસલમાન કુટુંબનાં છે. આથી તેમને એ પોતાની જૂની રીતજ યોગ્ય લાગે છે. " અનંતે જવાબ આપ્યો.

" વારૂ. " વિલ્સને પાછું બોલવા માંડયું. " તે ગયા પછી તમને એનો એક પણ પત્ર મળ્યો નથી. કેમ ? "

" હા. હું એમ ધારૂં છું કે મને મળ્યો નથી. "

" ઠીક ત્યારે તમે રોજ ત્યાં જાઓ છો. તેમજ આજે ગયા હતા. તેમાં કાંઇએ નવાઈ જેવું તો નથીજ પણ—"

" હું આજે પે ત્યાં ગયો હતો એમ તમે જાણો છો ?" અનંતરાયે પ્રશ્ન કર્યો.

" અરે ! એટલી તો શું ? બીજી બધી ઘણી વાતો અમે જાણીએ છીએ, " પાછું પેલા કૉન્સ્ટેબલે ઉપાડી લીધું. " ઉદાહર-

ણાથી તું તારી બ્હેનને તથા તારા બનેવીને નાટકમાં લાવ્યો. તેમને એકલાં બેસાડી ' હું આવું છું ' કહી પત્ર શોધવા ગયો. પરંતુ પત્ર તો જડયોજ નહિ. તેને બદલે કાંઇક બીજું જડયું તેનીયે મને ખબર છે. "

અનંત હબકયો. ગભરાટમાં તે બોલી ઉઠયો " શું ? તમે શું કહો છો એ ? "

"હું એમ કહું છું, " પેલાં કોન્સ્ટેબલે કહ્યું. " કે એક પ્રકારની નાની પેટી અતિ કિંમતી હોય છે. તેમાં મૂલ્યવાન વસ્તુઓ છૂપાવી શકાય છે. વળી તેમાં ચોરખાન પે હોય છે. "

" હશે એવી પેટી હોય પણ ખરી. તેમાં મારે શું લાગે વળગે ?"

" ચાલ ત્યારે તારે તારા ગજવા બતાવ. એટલે તને શું લાગે વળગે તે તરત તારા લક્ષ્યમાં આવશે. "

આ શબ્દો સાંભળીને અનંત ફીક્કો પડી ગયો. તે એક પણ શબ્દ બોલી શકયો નહિ.

વિલ્સને હવે કહ્યું, " ત્યારે તું જવાબ નથી આપતો ? વારૂ હું તને સર્વ કહીશ. તું આજે બંગલામાં ગયો. નિયમ પ્રમાણે એલ્મિરાનાં સઘળાં ખાનાં જોયાં અને તેમાંના એકમાં કોન્સ્ટેબલે કહેલા વર્ણનવાળી પેટી હતી તેમાંથી તમે નોટોનો એક જથો કાઢી લીધો. તેને તમે બરાબર જોયા પછી ગણ્યા પછી તમારા ગજવામાં મૂકયો. મૂકીને બહાર નીકળ્યા. "

" ત્યારે તો તમે મારા પર જાસુસ મૂકયા હતા એમ દીસેછે. ખરૂને ? " અનંતે કહ્યું. મનમાં તેણે ગણપતિરામને શતાવધિ આસ્સ્વતિ સંભળાવી. હરામખોર પાજી, ગધ્ધો એજ સુવ્વર—"

"કોઇએ તમને આ સઘળું કરતાં જોયા ખરા. મને એટલીજ ખબર છે. હવે તમારાથી છટકી જવાય એમ નથી, ઇન્કાર કરાય તેમ નથી કારણ તમે નોટ સહિત પકડાયા છો. અમે માનીયે છીએ કે એ નોટ તમારી માલિકીની નથી."

અકંપિત સ્વરે અનંતે કહ્યું. "ખરી વાત છે તે મારી નથીજ તે નવ્વાબિનીની છે. એ એટલા તો શ્રીમંત છે કે કોઇ સ્થળે ૨૦–૪૦ હજારની નોટો ભૂલી જાય તો તેની એને દરકાર નથી. ખાનામાં એ નોટ એણે કયારે મૂકી હશે તે ભાગ્યેજ એને યાદ હશે."

"એટલે ? શું તમે એમ કહેવા માંગો છો કે એણેજ આ નોટ ત્યાં છૂપાવી ? એમ કરવાનું એને તે શું કારણ હોઇ શકે તે મારા લક્ષ્યમાં આવી શકતું નથી." વિલ્સને કહ્યું.

"કારણ ? એનું કારણ તો હું યે કેમ કરી જાણું ?"

"વારૂ ત્યારે એ નોટ એણે કયારે ત્યાં મૂકી હશે તે તો તમને ખબર હોવીજ જોઇએ."

"મને ખબર નથી."

"શનિવાર પછી તો નહિજ ને ? તે સમયે તો તે બ્હારગામ ચાલી ગયેલી હતી એમ તમે કહ્યું છે."

"હાસ્તો. ખરી વાત છે. શનિવાર પૂરો થયો તે પ્હેલાં એમણે ત્યાં મૂકી હોવી જોઇએ. કયારે ? એટલે કે ચોકકસ કયે સમયે તે મને માલમ નથી. મૂકતી વેળાએ એમણે મને કહ્યું હોત તો એવા ખાલી, ગલી કુંચી વાળા બંગલે એવડી મોટી રકમ મૂકતાં મેં એને વાર્યાં હોત." અને તેણે કહ્યું "અચાનકજ આજે મેં એ રકમ જોઇ પેટીમાં સ્હેજ ખીલા જેવું દેખાયું તે દાબતાં ચોરખાનું નીકળ્યું."

"તે જોઇ તમને આશ્ચર્ય તો નહિજ લાગ્યું હોય ?" વિલ્સને કહ્યું.

"મને એટલું આશ્ચર્ય લાગ્યું કે હું જાણે સ્વપ્નમાં તો નથી એવો મને ભાસ થયો. એ મને ખરૂં નથી દેખાતું એમ મને લાગ્યું"

"ઠીક છે. વારૂ એ નોટ તમારી ન્હોતી તો એને એ સ્થળેથી કાઢી લેવાનું કારણ શું ?"

"અરે! તે માટે તો હું કેટલા ઉંડા વિચારમાં પડયો હતો તે તમારા જાસુસે જોયુંજ હશે. મેં બહુ વિચાર કર્યો કે એનું કરવું શું? મને ચોકસ લાગ્યું કે એ રકમ બંગલામાં રાખવી સુરક્ષિત નથીજ. એ બાજુ ચોરીનો ભય વિશેષ રહેજ. વળી નવ્વાબિની ફરી એ બંગલે એ રકમ લેવા આવશે નહિ એમ મને લાગ્યું."

"શા માટે ? એવું ધારી લેવાનો તમને શો હક ?"

"લ્યો તમને હુ સાફ સાફ હકીકત જણાવી દઉં છું" અનંત બોલ્યો. "કેટલાક કારણથી અમારા બે વચ્ચે તકરાર થઈ હતી. હું રાજીનામું આપવાની તૈયારીમાંજ હતો. આ તકરારને લીધે તો એણે મને કશો પત્ર લખ્યો નહિ. પરન્તુ હું તો આ નોટો એને પાછી મોકલવાનો હતો."

"કયે સ્થળે ? કયે ગામ ?" પોતે અનંતને સાબિત પકડ્યો છે એમ વિલ્સનને લાગ્યું.

"બ્હારગામ શાનું વળી ? અહિંજ મુંબાઇને એને બંગલે" અનંતે સીધો જવાબ આપ્યો.

"જે પેટીમાં એ હતી તેજ મોકલવી એ શું વધારે સારૂં નથી!" વિલ્સને પૂછ્યું,

"અલબત્ત. પરંતુ મને તે વખતે સુઝયું નહિ. હવે તમે કહો તો એ પ્રમાણે કરીશું." અનંતે શાંત પડી જઇને વિલ્સનની વાતનો સ્વિકાર કર્યો.

"એ બધું તો ઠીક છે. પણ હવે અમે શું ધારીએ છીએ તે સાંભળ. શનિવારે ત્રણેક વાગે કોટમાંથી રૂા. ૫૦૦૦૦ તમે એને આપવા—"

"અને તે આપ્યા એ ખરા." અનંત બોલી ઉઠયો.

"બરાબર. તે નોટ એણે એના ગજવામાં મૂકી. પછી જ્યારે તેં ખુન કર્યું ત્યારે એ વિષે યાદ આવ્યું અને તે તરતજ લઈ તમે તે ચોરપડમાં મૂકી, ભય લાગ્યો કે રખેને પોલિસ જડતી લે તો આપદા. પરન્તુ એ નોટો લેવાની તમારી આતુરતા રોજ તમે એ સુરક્ષિત છે કે નહિ તે જોવા બંગલે જતા. એક અઠવાડિઉં થયું પણ કશી ગડબડ જણાઇ નહિ એટલે આજે તમે લઈ લીધી પણ પોલિસની નજર તમારા પર હતી તે તમે કળી શકયા નહિ.—"

"અરે રામ!" તદ્દન ભગ્નાશ થઈ જતાં અનંત બોલ્યો. "ફકત ખુનનું તહોમત મૂકી તમને સંતોષ નથી થતો એટલે ચોરીનો યે ચાર્જ મૂકો છો. મને ફાંસી એચઢાવી પછી મારા મુડદાને કેદખાને નાંખજો એટલે તમને ચ્હેન વળશે."

"અમે એમ નથી કહેતા કે ચોરીના હેતુથી ખૂન કરવામાં આવ્યું છે પરન્તુ ખુનનું પરિણામ ચોરીમાં આવ્યું. ચાલો કબુલ કરો. તમે બપોરે રૂપિઆ આપ્યા તે એણે ત્યાં ક્યારે મૂકયા? ખાસ મૂકવા તો ન ગઇ હોયને!"

"મને એપોલો બન્દરપર મૂકીને, પછી કેટલેક સમયે તે ત્યાં ગઇજ હશે, અથવા રાત્રે જઇને મૂકી હશે."

"એ તે ત્યાં ગઇ તો તે તમારાથી છૂપાવવાનું એને કાંઇ કારણ?"

"મને શી ખબર! સહજ જ જતાં યાદ આવવાથી મૂકી હોય એ સંભવિત છે."

"તે કાંઇ સંભવિત–અસંભવિત ચાલવાનું નથી. અમને ઉડાવવાનો તમારો યત્ન વ્યર્થ છે.'

અનંતના હૃદયમાં તપાસ શરુ થયા બાદ સર્વ પ્રકારના વિકાર પસાર થઇ ગયા. ક્રોધ, ગભરાટ, નિરાશા આદિ સર્વ તેના હૃદયપર અધિકાર ભોગવી ગયાં. હવે તો તેની પરાકાષ્ટા થઇ હતી. તેણે તરત કહ્યું. "જ્યારે તમારો નિશ્ચય થઇજ ચૂકયો છે તો મને બંધ કરો. હું હવે એક પણ ઉત્તર આપનાર નથી. સાચાને આંચ નથી. જગદાધાર મારૂં રક્ષણ કરશે."

નરમાશથી વિલ્સને કહ્યું: "ના ઇલાજે મારે તેમ કરવું પડે છે. પણ તમને સુખ દેવા હું યત્ન કરીશ. અત્રેના મનુષ્યોમાં ગડબડાટ ન થાય તે માટે આપણે બે વાતો કરતા નીકળીએ. આ કોન્સ્ટેબલ અને હવાલદાર તમારી સાથે આવશે અને વિકટોરિઆમાં બેસાડી તમને લઇ જશે. માત્ર પેલી નોટો અને તમારી મની–બેગ (પૈસાનું પાકીટ) મારે સ્વાધિન કરો. અમે 'તમને પકડયા છે' એવું માલમ પડવા નહિ દઇએ.'

"કેમ! આ પૈસા લઈ લેવાનું શું કારણ છે! લાંચ આપીશ એવી ભીતિ છે! ભલે લઇ લ્યો. હું લાંચ આપવાનો યત્ન કદી યે કરવાનો નથી."

એમ બોલી અનંતરાયે તરતજ પૈસાનું પાકીટ તથા નોટો આપી દીધાં.

ઉભય સ્નેહીની પેઠે વાતો કરતાં બ્હાર નીકળ્યા. બ્હાર ઘણી વિકટોરિઆઓ હતી. તેમાંની એક હવાલદારે ભાડે કરી. તે તરફ અનંતરાય અને કોન્સ્ટેબલ જવા લાગ્યા, એટલામાં સામેથી લાલબિન" આવી લાગ્યો.

"જડયો તો ખરો ' એમ બોલતાં તે પાસે આવ્યો.

અનંતે એકદમ કહ્યું. " પણ હું તો તારી સાથે વધારે વખત રહી શકીશજ નહિ. ઘેર આવવાની તો વાતજ ક્યાં! હું પોલિસના કબ્જામાં છું!'

" શું! પોલિસના કબ્જામાં!"

" હા. અને–અને મારાપર ખૂન અને ચોરીના ચાર્જ છે. કેવું વિલક્ષણ! મધુરી ક્યાં છે!'

" અહિં પાસેજ. પેલી વિકટોરિઆમાંજ બેઠી છે. તે કાંઈ એકલી ઘેર થોડા જવાની છે!હેં પણ તને થયું શું! કોનું ખૂન કર્યું તેં!'

" તે બધું કહેવાનો સમય રહ્યો નથી. તુ મધુરીને લઈ ઘેર જા. મારી ખરી સ્થિતિ યા બનાવટી વાત જેમ યોગ્ય લાગે તેમ કહે. સાચને આંચ નથીજ. હું થોડા સમયમાં મુક્ત થઇશજ. અને જો ન આવું તો જેવી હરીચ્છા.'

લાલબિહારી કાંઇ બોલવા જતો હતો. તેને અટકાવી અનંતે કહ્યું. ' બસ, હવે બહુ થયું. વળી એમને કાંઇ શક આવશે. હવે જા તું "

પછી અનંતરાય કોન્સ્ટેબલને કહેવા લાગ્યો, " ચાલો સાહેબ! હું તૈયારજ છું."

કોન્સ્ટેબલે તેમની વાતચિત સાંભળી હતી. તે કશું બોલ્યો નહિ. અનંતરાય સાથે તે વિકટોરિઆ તરફ ગયો.

લાલબિહારી ગભરાઈ ગયો. પરન્તુ ગરબડ કરીશું તે વ્યર્થ જશે અને પેલી વિકટોરિઆમાં મધુરી આતુરતાથી વાટય જોયા કરતી હોવાથી અનંત પેલી વિકટોરિયામાં બેસતાંજ તે તે તરફ ગયો.

મધુરબાલા રડતી હોય તેમાં કોન્સ્ટેબલને શું ?

લાલબિહારીએ સર્વ વાર્તા કહ્યા પછી તેની સ્થિતિ કેવી કફોડી થાય!

નિરાધાર બાલા! કેવી કરૂણ સ્થિતિ!

# પંદરમું પ્રકરણ.

## ગાંવદેવીને બંગલે.

### વિલ્સન સાથે.

અનંતરાયને પોલીસના માણસો વિકટોરિઆમાં બેસાડી લઇ ગયા પછી વિલ્સને યે એક વિકટોરિઆ ભાડે કરી. તેમાં બેસી ગાડીવાનને ' ગાંવદેવી ડામર ગલી લઇ, જવાનો હુકમ આપ્યો.

ઘર આવતાંજ તે તેની પ્રદક્ષિણા ફરી પાછલે બારણેથી અન્દર પેઠો. કારણ આગલા દ્વાર પર તાળું મારેલું હતું ગણુપતિરામ પણ જ્યારે ત્યારે પાછલે દ્વારથીજ ગૃહપ્રવેશ કરતો. આ કેસ જેમ બને તેમ ગુપ્ત રાખવાની તેમને ઉત્કટ ઇચ્છા હતી.

" હું તમારી વાટય જોઉં છું. " એમ ગણુપતિરામે કહાવ્યું હતું એટલે અત્યારે એ જાતે યે એ બંગલેજ હતો.

કોન્સ્ટેબલ પાછલે બારણેથી પ્રવેશતો હતો ત્યારે તેને જરા જાડે સ્વરે કોઇ ગાતું હોય તેવો ધ્વનિ કર્ણમાં અથડાયો. નાટકનું એક ગીત જેનો અર્થ બરાબર પ્રસંગને અનુસરીનેજ હતો એવું એક ગાયન ગણુપતિરામ ગાતો એને સંભળાયો. એનાં પગલાં સાંભળતાંજ ગાન અટક્યું.

પગલાં સાંભળી ગણુપતિરામ બ્હાર ઉદ્યાનમાં આવ્યો. અત્યાર સુધી તે સ્નાનગૃહમાં હતો.

વિલ્સને પાછલું દ્વાર દેતાં કહ્યું. 'પકડી નાંખ્યો એને !'

ગણુપતિરામ ભભકદાર અંગ્રેજીમાં બોલ્યો. " ત્યારે તો કામ પૂરૂં થયું કેમ ? મને લાગ્યુંજ હતું કે એ પકડાશે " " પરંતું એની જુબાની લેતી વખતે મને તેનું વર્તન તો તદ્દન શુદ્ધ લાગ્યું. આથી મને શંશય ઉત્પન્ન થાય છે કે એ દોષિત છે કે નિર્દોષ." ' નવ્વાબિની મને મળશેજ એવા વિચારથીજ તે આવતો હતો.'

" શું ? " ગણુપતિરામ બોલી ઉઠયો. " ૫૦૦૦૦ ની નોટો નિકળ્યા પછી હજુયે તમારી ખાત્રી થઇ નથી ? "

"હા નોટો તો નીકળી. પરંતુ એને બોલાવવા પેલા માણસને જ્યારે આપણે મોકલ્યો અને તેણે એને 'નવ્વાબિની બોલાવે છે' એમ કહ્યું ત્યારે તે બિલકુલ ગભરાયો નહિ. ઉલટું તેના વદન પર કાંઇક હર્ષ તેજ જણાયું. બિલકુલ પણ અકળાયા વગર તેણે કહ્યું. ' ચાલો આવું છું. ' પણ મારી બ્હેન છે તેને કહી લેવાદો. એમ કહી બિલકુલ પણ આનાકાની વગર તે તરતજ આવ્યો. "

ગણુપતિરામ આ ચાલાકીથી અંજાય એમ ન હતું તેણે તરતજ કહ્યું. " એ ચાલાકીથી અંજાયા કે તમે ? મેં પ્રથમથીજ કહ્યું હતું કે એ પક્કો બદનાશ છે. ઘણો ખેલાડી છે. બહુ વિચારીને કામ કરે તેવો છે. તમારા વચ્ચે શી વાતચિત થઇ ? "

" પ્રથમ તેણે કશુંજ કબુલ કર્યું નહિ. પણ જ્યારે મેં કહ્યું કે, અમે બધુંય જાણીએ છીએ " ત્યારે એણે બંગલો લીધાનું કબુલ કર્યું. પરંતુ જ્યારે મેં એનાપર ખુન અને પાછળથી ચોરીનો આરોપ મુકયો ત્યારે તો એણે એટલી નિર્દોષતાથી બચાવ કર્યો કે મને લાગે છે કે એણે ખૂન કર્યુંજ નથી. "

" જબરો ઢોંગી ! મહા ઉસ્તાદ ! એણે ખાનાં ખોલવા માટે શું કારણ આપ્યું ? "

" એણે તો કહ્યું કે નવ્વાબિનીએ કાંઇ પત્રબત્ર મૂકયો હોય તો તેને માટે ખોળ કરતો હતો. એમ કે નવ્વાબિની પોતાની દાસી મારફતે ત્યાં પત્ર મૂકતી. "

" પણ પચાસ હજારની નોટો માટે કહ્યું ? "

" કે એ નોટ ત્યાં હતી એમ એ જાણતો ન હતો. મ ી આવતાં સુરક્ષિત રાખી પાછી આપવાને લીધી " વિલ્સને જવાબ આપ્યો.

" મહા ઉસ્તાદ ! અરે કાંઇ કાંઇ એલીબી * ગોઠવી હશે એણે ! વારૂ નોટો નવ્વાબિનીએ મૂકી હોય તો એને એવી માથાફોડ કરવાની શું જરૂર? એ તો પોતેજ મૂકેલી. આજે કાઢી લીધી. એનો પૂરાવો હોવાથી એને આરોપી ઠરાવતાં કેટલો સમય લાગવાનો ? મારે હાથે તપાસ કરવામાં ભૂલ–પ્રમાદ થવાનો બહુજ ઓછો સમ્ભવ રહે છે. આ ખૂન વિષે આખું ડીપાર્ટમેન્ટ–ખાતું એમ ધારતું હતું કે એ પકડાશેજ નહિ. મેં દશ દિનની મુદ્દત માગી લઇ ખૂનીને તમારે સ્વાધિન કર્યો. "

તેના નયનોમાં હર્ષ રમતો દીસ્યો.

" વધારેમાં વધારે શકવાળા મનુષ્યને પરહેજ કર્યો છે એટલુંજ ચોક્સ કહી શકાય નહિ. "

---

* કોઇક વ્યકિત જ્યારે ખૂન કરે છે ત્યારે તેના આરોપમાંથી બચી જવાના હેતુથી એવી ગોઠવણ કરી મૂકે છે કે જેથી ખૂન થયું તે સમયે તે જુદેજ સ્થળે હતી એવું સાક્ષીઓ વગેરેથી સિદ્ધ થઇ શકે. આને અંગ્રેજીમાં ' એલીબી ' કહે છે. ' લેખક '

એમ થાયતો તો સારૂંજ. પરન્તુ એવાં ચિન્હો દીસતાં નથી. વળી શિર જડ્યા વિના ગુન્હો બરાબર લાગુ પડશેજ નહિ. વકીલ કહેશેઃ 'એ ધડ નવ્વાબિનીનુંજ કેમ? બીજા કોઇનુંયે હોય. મુંબાઇ શહેરમાં શ્રીમંત મુસલમાન બાઇઓ અનેક પડેલી હશે.' વળી શિર જડે એમ લાગતું યે નથી.' વિલ્સને પોતાના હૃદયની શંકાને સ્પષ્ટ કરી બતાવનારાં વાક્યો ઉચ્ચાર્યાં.

"અરે શિર ન જડે તો યે આપણે અનંતરાય પર ગુન્હો સાબિત કરીશું. ગભરાઓ છો કેમ?" ગણપતિરામ આશ્વાસન દેતાં અને તેની શંકાઓનું નિરાકરણ કરવાના વૃથા યત્ન કરતાં બોલ્યો. "તમને ખબર છે કે ખૂન આ બંગલામાં જ થયું છે. કારણ આ બંગલાના સ્નાનગૃહમાંથી લિપેલા પત્થર પેલા પોટલામાંથી નીકળ્યા છે. જે ગૃહસ્થે અહિં ૫૦૦૦૦ રૂપિયા સંતાડી મૂકયા, અને જે ગૃહસ્થ રોજ અહિં તે સુરક્ષિત છે કે નહિ તે જોવા આવ્યા કરતો હતો તેને આપણે પકડ્યો છે. તેને પૈસા લેતાં જોનાર પણ હુંજ છું. તેમજ શનિવારે રાત્રે--"

વિલ્સન તેને અટકાવી બોલ્યો. "એ સર્વ સત્ય છે પરંતુ એટલો પુરાવો બસ નથી. નવ્વાબિની વિષે જેટલું આપણે શનિવારે જાણતા હતા તેટલું જ આજે જાણીએ છીએ. નવ્વાબ અને એના ચાકર આ ખૂન વિષે શું ધારે છે તે જાણવું જ જોઇએ."

"હું રોજ નવ્વાબ મિરજાફરઅલિખાનને ત્યાં શેત્રંજ રમવા બે કલાક જાઉં છું, અને મારો સહાયક દામોદર એને ત્યાં ચાકર વેશે રહ્યો છે. એથી હું નવ્વાબ પર અને ત્યાં ચાકરો પર એમ ઉભય સ્થળે દૃષ્ટિ રાખું છું. નવ્વાબના મ્હેલમાં સઘળે જવાની મને છૂટ હોવાથી તે તો જાણે પારદર્શક જેવોજ છે." ગણપતિરામે કહ્યું.

"હં. તેથી બાતમી શું મળી ?"

"નવ્વાબને લાગે છે કે મ્હેરૂન્નિસા પોતાને પીયેર સુરતગઢ ગઈ છે. ચાકરો પણ એવું જ જણાવે છે. પણ પેલા કોચમેનને સાઇસ—એ બે ભામટાઓને બધી ખબર હોય એમ લાગે છે. કોચમેને ગાડી હાંકી અને સાઇસ પીઠ પર પોટલું લઇ બેકબે પર અમને મળેલો. બન્ને યે પૈસાને ખાતર અનંતને મદદ કરેલી. પૈસા શું નથી કરતા ?"

"એ યે ઠીક છે." વિલ્સન બોલ્યો.

"હજુ અનંત એમને પૈસા આપતો હોવો જોઇએ. મને પૂરો સંશય છે કે પેલી દાસીએ યે પૈસાને માટે અનંતને મદદ કરી હશે, કારણ પોતાની સ્વામિનીના ખૂન થવા સાથે તે યે અદશ્ય થઇ ગઈ છે, ભયની મારી નાસી ગઇ હશે."

"પરન્તુ એ તો શન્કા છે. કાંઈ ખરી વાતો નહિ ગમે તેમ તો યે મગજનાં જ અનુમાનો."

"જરા આગળ સાંભળો. દામોદરને હિંદી આવડે છે એમ એ લોકો જાણતા ન હોવાથી તેઓ આપસ આપસમાં દામોદરની દરકાર વગર વાર્તાલાપ છૂટથી કરે છે. એક દિવસ એ ઉંઘવાનો ઢોંગ કરી પડયો હતો એટલે પેલાઓએ વાત કરવા માંડી. પેલા સાઇસે કોચમેનને કહ્યું. "કેવી મઝા તે દહાડે! બહુ પીડા પડી. કમ્મર પરનો ઘા હજુ રૂઝાયો નથી. સાળો સમુદ્ર પરનો પત્થર !"

"વાહ ! એ તો કબુલ પત્રકજ થયું. એને પૂછ્યું હોય તો ગપ્પાં જ મારે પણ આમ પકડાઇ ગયો. હવે એ બેને પરહેજ કરવાજ જોઇએ. બધા પૂછે છે કે કેમ એ ભાઈ હજી છૂટા છે ?"

" હજુ જરા વાટ્ય જોવી પડશે. મામલો વિલક્ષણ છે. મારે સાક્ષીની જરૂર છે, અને મને સાક્ષીમાં ઉભો કર્યો કે—" વિચાર કરતાં કરતાં ગણુપતિરામ બોલ્યો: " કે પછી નોકરી યે નહિ કરી શકું. ઉપરાંત જો અનંતરાયના અને મારા સ્નેહીઓ જાણે કે હું જ તેમને પકડાવનાર ડિટેક્ટિવ તો પછી મારા તો બાર જ વાગે. નવાબ પાસે હજી યે સુરતના ખાનદાની અસ્સલ મુસલમાન કુટુંબનો વેશ લઇને જ હું જાઉં છું." ગણુપતિરામે એક પછી એક વાંધા દર્શાવવા માંડયા: " ઉપરાંત દામોદરને યે નવાબની નોકરી છોડવી પડે. એ બહુ ચાલાક અને ચતુર છે અને ડિટેક્ટિવ સર્વિસમાં બહુ જ ઉપયોગી થઈ પડે છે. એના પર મારો પરિપૂર્ણ વિશ્વાસ છે. એ કશી વાત બ્હાર નહિ પાડે. હવે આ ઘર પર નજર રાખવાની જરૂર હું ખાસ જોતો નથી, કારણ ગુન્હેગાર આપણા હાથમાં છે."

" ત્યારે કાલે એમ કરીએ કે આખા ઘરબાર 'કબાટ' બારી બારણાને તાળા મરાવી સિલ મરાવી દઇએ. અને ગલીમાં પોલિસની આછી નજર રખાવીએ એટલે ચાલ્યું જ જશે."

" બસ. અત્યાર સુધી તો આપણો મત મળતો આવ્યો. એક વાત કહું. હું જાણતો ન હતો કે અનંતરાય આજે નાટક જોવા આવનાર છે. મારો કોઇ એક શ્રીમાન્ દોસ્ત આ નાટક મંડળીના માલિકનો ખાસ મિત્ર છે. તેને ત્યાં કેટલીક ટિકિટો મફત આવેલી હતી, અને એ લોકો જોવા જવાના હતા નહિ. એટલામાં હું મળી ગયો તો મને એક પધરાવી દીધી. આ પ્રમાણે સૌભાગ્યવશતઃ હું નાટક જોવા ગયો તો ત્યાં અનંતરાયને જોયો—"

ગણપતિરામે સ્હેજ વિશ્રાન્તિ લઇ ચલાવ્યું. "જોતાં જ આજે સર્વ નીવેડો આવી જશે એમ લાગ્યું. થીયેટર પાસેથી એ ચાલતો થયો એટલે મને લાગ્યું કે અહિં જ આવશે. મેં ટેલિફોન કરી તમને બોલાવ્યા અને તમે આવ્યા."

"અનંતરાય પર મેં જાસુસી જરા ચલાવી અને પછી બીજા એક હાથ તળેના માણસને તેના પર મૂકી મેં તમને બધી સૂચનાઓ તથા સમજણુ આપી તે પ્રમાણે તમે એની ખબર લીધી. પછી આજ્ઞાનુસાર હું અહિં આવ્યો પરન્તુ શિરની શોધમાં આવ્યો તે શિર કાંઇ જડયું બડયું નથી. હું ધારતોજ હતો કે જડવાનું નથી પણ તપાસ કરેલી સારી."

"તમે આ કેસમાં ભારે ચાતુરી બતાવી છે. માટે તમને જરુર ઘણું ભારે ઇનામ મળશે." વિલ્સને ગણુપતિરામને શાબાશી રૂપે કહ્યું.

# ૭મું પ્રકરણ.

## ભયંકર ભેદ.

" હું ધારૂં છું કે હવે આપણે અહિંથી જઇશું. કાંઇ કામ રહ્યું નથી. આજે તો હવે કેટલે દહાડે હું સ્વસ્થ નિદ્રા લઇશ. અહો! મેં કેટલી જીવતોડ મહેનત કરી છે. મને કેટલુંક ઇનામ મળશે?"

" તમે ખૂશ થાઓ તેટલું."

" હું કેટલેથી ખૂશ થઇશ?" ગણુપતિરામ પોતાના મન સાથે બોલ્યો. પછી મોટેથી કહ્યું, 'હું ધારૂં છું કે ૧૦૦૦થી ઓછો બદલો તો નહિજ મળે; જેના જેવું ખૂન પેરીસની પોલિસ પણ પકડી શકી નથી તેવા એક ખૂનનો પત્તો મેં લગાડ્યો છે એટલે–પણ આ શું? તમે મારી તરફ ધ્યાન નથી આપતા?"

" નહિજ, મને ઉપરની મેડીમાં કોઇના પગનો ધ્વનિ સંભળાય છે." ઉંચી નજર કરી વિલ્સને કહ્યું.

એ સાંભળી ગણુપતિરામ ઘર તરફ ગયો. વિલ્સને તેનું અનુકરણ કર્યું. સ્હેજ પાસે જતાં જણાયું કે મેડીમાં કાંઇ પ્રકાશ છે. આગલે દ્વારે ને તાળુ જણાયા સિવાય રહે તેમ ન હતું.

ગણુપતિરામ પ્રકાશ જોઇ ચમક્યો પણ તરતજ સ્વસ્થ થઇ જરા વિચાર કરી બોલ્યો, 'હં! હં! એ તો મને સમજાયું.'

'શું? શું? શું સમજણ પડી?' વિલ્સને પ્રશ્ન કર્યો.

'પેલો-પેલો મોહનીઓ પાછો આવ્યો હશે. એની પાસે કુંચી છે.' ગણપતિરામે જરા વાંધા ભરેલું કારણ વિલ્સન પાસે રજુ કર્યું.

મોહનીઓ અનંતરામ પર મૂકેલો જાસુસ હતો.

"પણ એને, 'જા તારૂં કામ નથી. પછી મળજે' એમ તમે કહ્યું હતું કેની? ત્યારે એ શાનો આવે?" વિલ્સને તરત તે કારણનો રદીઓ આપ્યો.

'વખતે એની કોઇ ચીજ રહી ગઇ હોય.'

'પણ હુકમ શા માટે તોડે? વળી મેં એમને સ્પષ્ટ સૂચનાઓ આપી મૂકેલી હતી કે 'આગલે દ્વારેથી આવવુંજ નહિ અને દિવો તો કોઇવાર લાવવોજ નહિ, પછી એ શાનો આવે?' વિલ્સને ગણપતિરામના દલીલના ચૂરેચૂરા કરી નાંખ્યા.

"વારૂ તે નહિ હોય તો પેલો..."

"પેલો કોણ?"

"પેલા કોચમેન સોઇસ આવ્યા હશે. વખતે અનંતરાયે કાંઇ થોડા ઘણા પૈસા મૂકવાનો સંકેત કર્યો હોય તો તે લઇ જવા."

"ત્યારે હવે શું કરવું?"

"બીજું શું? શોધાશોધ કરતી વખતે પકડતા એ ભામટાને! એજ નિશ્ચય."

"તે એમ નહિ પકડાય એની પાસે છરી ચપ્પુ કે એવા હથીઆર હોય તો"

"દૂરથીજ જોઇ પોલિસની મદદ માંગીએ! આઠ સિપાઇ આવશે તો બસ છે. બ્હીવાની જરુર નથી."

"હું શા માટે બ્હીઉં! મારી પાસે છે પીસ્તોલ."

"ચાલો ત્યારે."

એમ કહી ગણુપતિરામે સાનન્દ દ્વાર ઉઘાડ્યું. અને ઉભય હળવે હળવે પગરવ ન સંભળાય એમ દાદર પર ચઢવા લાગ્યા. દાદર ચઢતા હતા ત્યારે તેમને કબાટ અને એલ્મિરાના ખાનાઓ ઉઘડવા, બંધ થવાનો ધ્વનિ કર્ણમાં અથડાયો.

ગણુપતિરામે મનમાંજ કહ્યું. ' બરાબર મારૂં તર્કબાણ નિશાનને બરાબર વિંધી ગયું લાગે છે. '

પછી પાછું તેણે વિચાર્યું, " એ કાંઇ બોલે તો સારૂં કે સ્વર પરખાય. એકલો સાઇસ હોય તો તો સોનાથી યે પીળું–કારણ તે બહુ ડરપોક છે. "

તેને તો હવે એમજ લાગ્યું કે સાઇસ જાણે તેના હાથમાં પકડાઇજ ગયો.

જે ખોલીમાં એલ્મિરા હતો તેમાં–એટલે કે દિવાનખાના જવાને–દ્વાર ન હતું પરન્તુ દાદરજ તેમાં આવેલો હતો એવો ઉલ્લેખ આગળ એક સ્થળે કરેલોજ છે. એ દાદરને પ્હેલે પગથીયે આવી પ્હોંચતાંજ એક વિલક્ષણ દૃશ્ય તેમની નજરે પડ્યું.

એક વ્યક્તિ દાદર પ્રતિ પીઠ કરી એલ્મિરા પાસે ઉભી હતી. એલ્મિરા પાસેના ટેબલ પર એક ઝગઝગાટ મીણબત્તી બળતી હતી. પણ–

એ તો એક સ્ત્રી હતી!

આ જોઈ ગણુપતિરામનો તર્કગઢ એકદમ તૂટી પડ્યો, પરન્તુ તે સ્થળેજ નવી ઇમારત ચણતાં તેણે વાર લગાડી નહિ. " હાં હાં! એ તો પેલી દાસી ગુલનાર છે! અનંતરાયે મૂકેલા પૈસા લઇ જવા આવી હશે. મને પ્રથમથીજ લાગ્યું હતું કે ખૂનમાં સહાયિકા છે. એને પકડતાં કેટલી વાર! "

આવો નિશ્ચય કરી તે અન્દર ગયો. પેલી સ્ત્રી તેમની તરફ પીઠ કરી ઉભી હતી. તે, એટલે ગણપતિરામે ધારેલી ગુલનાર, પોતાના કાર્યમાં તલ્લીન હોવાથી થયેલો ધ્વનિ સાંભળી શકી નહિ પણ કોણ જાણે કેમ એણે તરત મુખ ફેરવ્યું.

એ મુખ જોતાંજ ગણપતિરામ ચમક્યો.

તે એકદમ એક ડગલું પાછો હઠ્યો.

તે સ્ત્રી કોણ હશે?

ઉભયને જોતાંજ તે સ્ત્રી—જે ગુલનાર ન્હોતી એવો ગણપતિરામનો હવે નિશ્ચય થઈ ચૂક્યો હતો તે આગળ આવી અને પૂછવા લાગી.

"તમે કોણ છો? શા માટે અહિં આવ્યા છો?" પછી તરતજ કઠોર સ્વરે તેણે કહ્યું. "જો તમે ચોર હો તો હું તમારાથી ડરતી નથી. ચાકર નોકર પાસેજ છે. આ ઘંટડી (તેણે એક ઘંટડી તરફ આંગળી કરી) વગાડીશ એટલે તમે બધ્ધ થયા સમજવા."

"નહિ નહિ. અમે ચોર નથી."

"ત્યારે ઘરમાં કેમ આવ્યા?" તેણે દમામથી પૂછ્યું.

વિલ્સનના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

ગણપતિરામે આવી વિલક્ષણ નમ્રતા કેમ બતાવી!

વિલ્સન રોફમાંજ જવાબ દેવા જતો હતો. એટલામાં ગણપતિરામે તેને ન બોલવા ઇશારત કરી અને કહ્યુંઃ "બાઈ સાહેબ, માફ કરજો હું આ ઘરવાળાનો નવિન કારકુન છું. અનંતરાયની ભાડા ચિઠ્ઠીની મુદ્દત પૂર્ણ થવા આવેલી હોવાથી આ ઇંગ્લીશ સદ્‌ગૃહસ્થને બંગલો ભાડે આપવાનો અમારા શેઠનો વિચાર છે તેથી એમને બંગલો દેખાડવા આવ્યો છું."

"હજી અમે સામાન લઇ લીધો નથી. તેટલામાંજ તમે કેમ—"

"એને બંગલો પસન્દ પડયા પછી હું નોટીસ આપનારજ હતો." ગણુપતિરામે કહ્યું.

"આવી રાત્રે બંગલો દેખાડવાનો? કેવો ઉત્તમ? મહેરબાની કરી રસ્તો માપો. ઘરવાળાને—"

"માફ કરો."

એમ કહી ગણુપતિરામ વિલ્સન સાથે દાદર ઉતરી ચાલવા લાગ્યો. વિલ્સનના આશ્ચર્યનો કશો અવધિજ રહ્યો ન હતો. તેણે પૂછ્યું

"અરે? આ શું કર્યું? એને તેં આટલી બધી અને વિલક્ષણ નમ્રતા કેમ......"

તે આગળ બોલવા જતો હતો પણ ગણુપતિરામે નાકપર આંગળી મૂકી તેને શાંત રહેવાને સૂચન કર્યું, કારણ પેલી દમામદાર સ્ત્રી બારીમાં ઉભી રહીને તેમના પ્રત્યે જોતી હતી.

સ્હેજ આગળ જઇ ગલીમાંથી બ્હાર નીકળતાં વિલ્સને ફરી પ્રશ્ન કર્યો "આતો પેલી દાસી ગુલનારને! એનાથી તું આટલો બધો—"

"શું એ દાસી છે એમ તમે ધારો છો?"

"કેમ! ત્યારે એ કોણ હતી?"

વિલ્સન સાંભળીને ચમક્યો "એતો હતી.

"ખૂદ નવ્વાબિની, મહેરૂન્નિસા બેગમ"!

એ શું ભૂલભૂલામણી! એ શો ભયંકર ભેદ!!

## પ્રથમ ખંડ સમાપ્ત.

સ્થપાયું] સાહિત્યકુંજ ગ્રંથમાળા [ઈ. સ. ૧૯૨૦ સંવત ૧૯૭૭

## આશ્રમઃ નડીઆદ.

**ઉદ્દેશ** જુદીજુદી કોમ વચ્ચે એકતાનો પ્રચાર કરવા અને ટકાવી રાખવા બધી કોમને એક સરખી રીતે ઉપયોગી થઇ પડે તેવી જાતનું વાંચન રસ્તામાં સસ્તી કિંમતે બહાર પાડવું.

**પુસ્તકો** રાષ્ટ્રીય, રાજકિય, સાંસારિક, ધાર્મિક, ઐતિહાસિક, ડિટેક્ટીવ, સ્ત્રી ઉપયોગી, ઈ. વિષયો પર નવલકથા, નાટકો, કાવ્યો, જીવનચરિત્રો, વાર્તાઓના પુસ્તકો સાદી સરળ સુંદર અને સચોટ ભાષામાં જોરદાર શૈલીમાં લખાએલા હોય છે.

**લોકમત** દેશનાયકો, વિદ્વાનો, રાજામહારાજાઓ, વર્તમાનપત્રો માસિકો, લેખકો, કવિઓ અને સંખ્યાબંધ વાંચકોએ ગ્રંથમાળાની અને પુસ્તકોની મુક્તકંઠે પ્રશંસા કરી છે.

**નિમંત્રણ** આશ્રમના કાર્યને એકવાર જોવા ગ્રંથમાળાના ગ્રાહક થવા, પુસ્તકમાં જાહેર ખબર આપવા ખાસ ભલામણ છે. આ સેવા ધર્મ બજાવતાં આશ્રમને સખ્ત નુકશાન ખમવું પડ્યું છે. તમે ગ્રાહક થઈ અને કરી આપી તેમજ બીજી રીતે બનતી દરેક મદદ કરી, કરાવી પુણ્ય સંચય કરશો?

ઓન. તંત્રી, મંત્રી

**છોટુભાઈ રંગીલદાસ પટેલ** **અંબાલાલદાસ શંભોલકર**

સુરત. ૧૭ નડીઆદ.

# પ્રકરણ ૧૭ મું



## ભયંકર ભેદ !



" મૂદ નવ્વાબિની ! "

એ શબ્દો સાંભળતાંજ વિલ્સન ચમક્યો, અચક્યો અને ઉભો રહ્યો. હાથ ઉંચો કરી આંગળી હલાવી બોલ્યોઃ

" એમ કે ? એ નવ્વાબિની છે ? " વળી વિચારમાં પડ્યોઃ ત્યારે મારો શક હતો તે ખરો પડ્યો કે શું ? "

ગણપતિરામ તેને ચમકેલો જોઈ બોલ્યોઃ

" કેમ ? તમને શક પડે છે ? "

" ના. મને એમ લાગ્યુંજ હતું...અરે વાહરે ! ચાતુરી ! વાહરે તારૂં ચાણાક્ષપણું ! વાહરે તારી શોધ ! તેં તો ત્યારે અમને સર્વને ઘોંટાળામાં નાખ્યા ! આ નવ્વાબિની-ખોડ વગરની જીવતી જાગતી-મારી સામે ઉભી છે, અને તેનું ખૂન કરવાનો આરોપ મૂકી એક સભ્ય ગૃહસ્થને ફસાવે છે ! મારે અત્યારેજ એને છોડી મૂકવો પડશે."

ગણપતિરામની પોતાની ગણત્રીને આધારે અનંત ગુન્હેગાર હતોજ. તેથી તે બોલ્યોઃ

" ના. ના. તેને છોડશો નહિ. એણે ખૂન નહિ, તો ચોરી તો કરીજ છે, એ આપણે સિદ્ધ કરીશું. નવ્વાબિનીને નોટ શોધતાં તમે જાતે જોઇ છે. બીજું એ, કે નવ્વાબિની જીવતી હોય તો પણ એણે સ્નાનગૃહમાં કોઇનું પણ ખૂન તો કર્યુંજ છે. અને કોચમેન અને સાઇસ એ કામમાં સામેલ છેજ. "

"પણ નવ્વાબિનીનો તેના પર અતુલ વિશ્વાસ છે, તેનું ?"

બન્નેએ હવે ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં ડિટેક્ટિવ બોલ્યો:

"હવે મારી શોધ ઉપર તમને વિશ્વાસ નથી એમ લાગે છે, પણ તેમાં મને આશ્ચર્ય લાગતુંજ નથી. મારી શોધનો પાયો જરા ખસ્યો છે. પણ હવે હું મારી જાતેજ–હું એકલોજ–શોધી કહાડીશ. મારે કોઇની મદદની જરૂર નથી."

આવું જોઇ વળી તે બબડ્યો "પારકી આશ સદા નિરાશ! અને બીજાની મદદથી કરવું એમાં તે ધાડ શી? ખરેજ આ વખતે તો મેં આમાં મોટો ઘોંટાળો વાળ્યો છે (પ્રકટ) પણ તમે અનન્તને છોડતા નહિ. એટલું મારૂ..."

"વળી બીજુ કંઇ ધાંધલ કરવું હશે, કેમ?"

"ના. ના. જે થાય તે ખરું. એ ધડ રાણીનું નહિ, પરંતુ એનો ચાકર સમુદ્રમાં નાંખી આવ્યો, તે વાત સો ટચનાં સોનાની છે. હું અને દામોદર તેના ઉપર પાકી નજર રાખીએ છીએ."

"પણ બાકુ દિવસ..."

"અરે! થોડા દિવસમાં શોધી કહાડીશું...એ તો ઠીક પણ એ અનંતને ચોરી માટે કોર્ટમાં ઉભો કરીએ, તો નવ્વાબિનીની સાક્ષી લેવી પડશે."

"પણ માત્ર ચોરી માટે; ખૂન માટે નહિ તું કમિસ્નરને એ સર્વ વાત કહી, તેની આજ્ઞા પ્રમાણે કરજે."

તરતજ તેઓ છૂટા પડ્યા.

ગણપતિરામનો ચહેરો જોવા જેવો હતો. ક્રોધથી તે લાલ તુમડી જેવો થઇ ગયો હતો. નિરાશા અને લજ્જાનાં આવિર્ભાવ તેમાં હતા. તે બબડ્યો:

"તું સપડાયોજ છે. તેં ચોરી કરી છે તે હું સિધ્ધ કરીશ. નવ્વાબિની–રાણી! તું મારી ફજેતી કરવા આવી. મને ભારી પડવા જીવતી નીકળી આવી. પણ હું વેર લઇશ. જોજે આ તરફ..."

ડિટેક્ટિવે મૂછ પર હાથ મૂકયો. પણ જે વેળાએ તે અનંતરાયે કરેલી ચોરી સાબિત કરવાનું પણ લેતો હતો, તેજ સમયે લાલબિહારી પોતાના મિત્રને મુક્ત કરવા યોજના કરતો હતો, તેનું તેને સ્વપ્ને યે ભાન ન હતું!

# વિદાયગીરીનો સંદેશ

"મારે હજીયે સંદેશો આપવાનો ન હોય. લોકો મારો સંદેશો જાણે છે. લોકોને વિનવો કે એકએક હિંદુસ્તાની શાંતિ જાળવે, હર પ્રયત્ને શાંતિ જાળવે, ખાદીજ પહેરે અને રેંટીઆ ચલાવે. પ્રજાએ મને છોડાવવો હોય, તો શાંતિથીજ છોડવે. પ્રજા શાંતિ છોડશે તો તો મને ત્યાંજ રહેવું ગમશે એ યાદ રાખજો."

મહાત્મા ગાંધીજી

# પ્રકરણ ૧૮ મું.

## એક વિચિત્ર મુલાકાત.

મધુરબાલાનું સાન્ત્વન કરવું અત્યંત મુશ્કેલ થઇ પડયું હતું. સત્ય સ્થિતિ શું હતી, તે વિષે તેને કંઇક સંશય આવ્યો હતો. લાલબિહારીએ બનાવટી વાત કહેવાનુંજ ઉચિત ધારી, તેમ કરી એને ઘેર પ્હોંચાડી. તેને ઘરમાં એકલી મૂકી જતાં એ બહુ દિલગીર થયો; પણ કરે શું!

રસોઇઅણને તેની સંભાળ લેવાનું કહી તે ચાલતો થયો. ચાલતો તો થયો—પણ તેનું એને ભાન ન હતું. પોતે પણ ત્યાંજ રહ્યો હોત તો ઠીક થાત, એમ તેને લાગ્યું. લોકમતને તે ગણકારતો નહિ એ વાત ખરી. પરંતુ લોકમતને તે લાત મારી શકે એટલું સાહસ કરવાની તેનામાં હિંમત નહતી, લોક-લજ્જાને તેણે મનમાં ને મનમાં બબડી સરસ્વતિ સંભળાવી.

"એ તે કેવી રૂઢિ! આ બિચારી બાળાપર આ કેવો ભયંકર પ્રસંગ! બંધુની આવી સ્થિતિ અને એ—'એકલી અટુલી આખા મકાનમાં' ! મારા જેવા મિત્રનું પણ શું ચાલે! ગમે તેમ—લોક ગમે તેમ બોલે, પણ હું તો એક નીચેના બાંકપર જઇ સૂવાનોજ."

તે પાછો ફર્યો. ઘર બ્હાર પડેલી બાંક ઉપર સૂતો. એ સમયે તેને ચાદરવાળી સુંવાળી પથારી યાદ આવી નહિ. એનુંજ નામ સ્નેહ—એનુંજ નામ લાગણી!

લાલબિહારી ત્યાં સૂતો ખરો, પણ તેને ઉંઘ આવી નહિ. મિત્રને આ વિલક્ષણ આપત્તિમાંથી મૂકત કેમ કરવો, તેના તે વિચાર કરવા લાગ્યોઃ

"અનંત ઉપર ખુન અને ચોરીનો આરોપ! ખુન કોનું? ચોરી શાની! કોને ત્યાં!" જે ગૃહસ્થ અનંતને તેડવા આવ્યો હતો તે કોઈ બદમાશ હોવો જોઇએ, એમ તેને લાગ્યું. અને તેને જે તેડી ગયો તેનો દેખાવ તેને કંઇક ઉદાર લાગ્યોઃ "તે કોઇક મોટો કોન્સ્ટેબલ હોવો જોઇએ."

વિચારોમાં ડિટેકિટવ યાદ આવ્યો. તેને માટે અનંત જે શબ્દ બોલ્યો હતો, તે યાદ આવતાં, ગયા શનિવારની ઘોર–ભયંકર રાત્રિ તેનાં નેત્ર સમીપ તરવરવા લાગી. વળી વિચાર આવ્યોઃ "ગણુપતિરામેજ અનંતને પકડાવ્યો હોવો જોઇએ." સવારેજ એ ડિટેકટીવને મકાને જઈ તેને મળવાનો એણે–વિચાર–નિશ્ચય–કર્યો.

નિશ્ચય થતાં મન સ્વસ્થ થયું. મનના સ્વાસ્થ્યે નિદ્રા દેવીનું આવાહન કર્યું; અને તેણે આવી મિત્રવત્સલ યુવકનાં નેત્રપર પાશ ફેરવ્યો. તેનું હૃદય તેજ વિષયની સ્વપ્નસૃષ્ટિમાં ગુંથાયું.

જાગૃત થતાંજ તેણે ઉંચે જોયું, તો કાંઇ પણ હિલચાલ દેખાઇ નહિ. આથી મધુરબાલા હજુ નિદ્રાવશ હોય, એમ લાગ્યું. ઉઠતાંજ આંખ વગેરે ધોઈ, સાફ કરી તે પોતાના ઘર તરફ ચાલતો થયો. પણ ગણુપતિરામ સિવાય બીજું કાંઇ પણ તેની દૃષ્ટિએ દેખાતું ન હતું. પાધરો તે ડિટેકિટવનાં ઘર તરફજ વળ્યો. ગણપતિરામ ઉઠે કે તરતજ તેને મળવાનો તેણે વિચાર કરી રાખ્યો હતો.

પરંતુ તે તો ઉઠી પોષાક પહેરી વિરાજમાન થયો હતો. બહાર જવાની તૈયારીમાંજ તે ચ્હા પીતો હતો. લાલબિહારીને જોઈ તે આશ્ચર્ય પામ્યો, ચમકયો. પણ સ્વસ્થ થઈ બોલ્યોઃ

"આવો બિહારી! કેમ કંઇ અત્યારમાંજ!" તરતજ તે રસોઇયા તરફ ફરી બોલ્યોઃ "અરે માધવ! એક કપ ચ્હા લાવ તો."

"ના. ના. મારે ચ્હા નહિ જોઇએ. મારે કંઇક ખાનગી કામ હોવાથી હું આવ્યો છું."

"મારી સાથે એવું તે શું કામ છે?...પણ તમે બરાબર ટાઇમસૂર આવ્યા છો. કારણ, બે મિનિટ પછી હું તમને મળત નહિ."

"મારૂં કામ જરા ગુપ્ત છે. કોઇ સાંભળે નહિ તો સારૂં."

"અહિં કોઇ સાંભળે એમ નથી. તમે ખુશીથી બોલો." લાલબિહારીએ કહેવા માંડ્યું.

"અનંતરાયને પોલિસે શા માટે પકડ્યો છે, એ હું તમને પૂછવા માગું છું. અને..."

"કોને? મને પૂછવા આવ્યા છો? મને શું ખબર? હું થીએટરમાં હતો, ત્યારે તમે બે હતા. તમારા ગયા પછી શું થયું, તે હું શું જાણું?"

"તમે મને ઉડાવો નહિ. તમને બધી ખબર છે. અને હું જાણું છું કે તમેજ એને પકડાવ્યો છે..."

"ત્યારે હું પોલિસ છું એમ તમે કહેવા માગો છોને?"

"તે કોણ જાણે? પણ તમે તેમને બાતમી આપો છો."

"એટલે? એટલે? હું ડિટેકિટવ છું એમ કહો છો કેમ? હું એક એજન્ટ–તેને તમે ડિટેકટીવ ઠોકી બેસાડો છો. આમ કરી તમે મારું ચોકખું અપમાન કરો છો. હું ધારૂં છું કે તમે 'મેડ' થઇ ગયા છો. તમારી ડાગળી ચસકી ગઇ છે. તે ઠેકાણે આવે, ત્યારે આવીને વાત કરજો. જાઓ."

"એમ! હું તમને છૂટા પડવા દેવાનો નથી. હું જે કહેવા માગું છું તે તમારે સાંભળવુંજ પડશે. મને જે માહિતી જોઇએ છે, તે મળ્યા વિના હું જવાનો નથી. સાંભળો ગઇ કાલે રાત્રે અમારી પાછળની ગણિકાઓનાં બોકસમાં તમે આવ્યા હતા. અને તે પણ અમારા ઉપર નજર રાખવાનેજ. અનંત આવી પહોંચ્યા પછી બે ત્રણ

મિનિટે એક માણસ અમારા બોકસ આગળ ઉભો રહી તમને નિશાની કરતો હતો. અને..........."

"આ તમે કઇ વાર્તાનો પ્લોટ બોલો છો તે જરા કહેશો? નહિ તો હું સાંભળવાનો નથી અને બોલવાનો યે નથી."

"તમે કાંઇ નહિ બોલો તો હું કંઇ તમારૂં ડાચાંકમળ હલાવી બોલાવી શકવાનો નથી. પરંતુ ધ્યાનમાં રાખજો, કે કાલ રાત્રિની, અને ગયા શનિવારની જે વાતો તમે મને છૂપાવાની કહી હતી, તે આજજ આખા મુંબઇ શહેરમાં પ્રસરી જશે. હું સર્વને એ શિર-હીન શબ ની વાત, અને અમને મોકલી દઈ તમે એકલા તે ધડ તપાસતા બેઠા એમ સર્વને કહીશ, એટલે આપ નામદાર શો ધંધો કરો છો તેની લોકોને ખબર પડી જશે."

"જો તમે આ વાત બ્હાર પાડશો તો એક મોટી ભૂલ કરશો. એ વાત બ્હાર પડયા પછીજ તમને પસ્તાવો થશે કારણ એ કેસમાં હું એકલો નહિ પણ તમે–લાલબિહારી અને તમારો મિત્ર પેલો કુંજવિહારી પણ સંડોવાયલો છે. તમે એવી ભૂલ ન કરો–તેમ કરતાં તમને અટકાવવા–હું તમારું સમાધાન કરીશ. બોલો શું પૂછો છો।"

"અનંતરાયને કયાં લઇ ગયા છે!"

"હું ધારૂં છું કે પોલિસકૉર્ટમાં"

"વારૂ. મારે એને મળવું હોય તો કોની આજ્ઞા લેવી પડશે!" લાલબિહારી વિલક્ષણથી ઉત્સુકતાથી પૂછવા લાગ્યો.

"એની મને શી ખબર! પણ અનંતરાય પર શેનો આરોપ મૂકયો છે!"

"કંઇ ચોરી અને ખૂનનો કહેવાય છે."

"ત્યારે મેજીસ્ટ્રેટ અથવા કમિશ્નરની."

"તે નહિ ચાલે। તમે મને કાંઇ લખી આપો. મોટા મોટા પોલિસ ઓફીસરો સાથે તમને ઓળખાણ છે."

ગણપતિરામના ડોળા ફાટી ગયા. "તમે ક્યારના મારૂં અપમાન કરી રહ્યા છો. આથી તમને ડંકુકાશી મારી બ્હાર કાઢવા જોઇયે તે છતાં હું તમને જવા દઉં છું. ત્યારે તમે તો ગળેજ પડયા. વળી અનંતનો હું સ્નેહી હોવાથી તેને ઉપયોગી થઇ પડવાનો સમય હું કેમ ગુમાવીશ. પોલિસ ખાતાના એક સાહેબને હું જરા ઓળખું છું તે ઘણો જૂનો છે, અને હજુએ નોકરી પર હશે જ. મારૂં નામ દઇ તેને સર્વ વાત કહેજો, એટલે થયું. એનું નામ વિલ્સન છે. આજે દશેક વાગે વાલકેશ્વર પર આવેલા 'કેપ્ટન હોલ' માં તે મળશે. ત્યાં જજો."

"ઠીક છે. એ ગૃહસ્થથી કેટલું કામ થાય છે તે હું જોઇશ. અનંત ક્યાં છે તેની કોઇને ખબર નથી અને તેના બીજા સ્નેહીઓને તે ખબર પડે એમ હું ઇચ્છતો નથી. ગમે તેમ કરી હું સમાધાન કરીશ. તમે પણ તેમજ કરજો. નહિ તો હું સર્વ વાત જાહેર કરી દઇશ." એટલું કહી લાલબિહારી ચાલતો થયો.

ગણપતિરામ બ્હાર જવાનો હતો છતાં તે બિહારીના શબ્દથી સ્તબ્ધ જ થઇ ગયો. આ વેળા બિહારીએ કરેલી વિષ્ટિ પોતાને કંઈ લાગી નથી એમ તેણે બતાવ્યું, પરંતુ બિહારીની ધમકીથી તે જરા બીધો ખરો.

વિલ્સન કોન્સ્ટેબલનો પત્તો બતાવ્યો તે માટે એ હમણાં, પાછળથી, દિલગીર થયો, અને બબડયોઃ "સાહેબ કાંઇ મારૂં નામ દે એમ લાગતું નથી કારણ એને ખબર છે કે હું ઘણો કામ લાગીશ. આ બિહારીને તે સર્વ વાત કહેશે પણ નવ્વાબિની વિષે નહિ કહે. છતાંયે આ ગૃહસ્થને શાંત રાખવો જ જોઇએ નહિ તો ફજેતી થવાના સોદા જો!"

# પ્રકરણ ૧૯ મું

## એક શરત.

કાંઇ અવનવા વિચાર કરતો લાલબિહારી રસ્તા પર થઈ વાલકેશ્વર તરફ ચાલ્યો જતો હતો.

પરંતુ થોડે જતાં જ તેને ભાન આવ્યું કે ઘેર જવું વધારે સારૂં છે કારણ આઠ-સાડા આઠ કયારના વાગી ગયા હતા અને પોતે હજી ન્હાવાનો હતો તેમ નાસ્તો પણ કરવાનો હતો. તે સિવાય ગણપતિરામે તો વિલ્સનને ત્યાં દશ વાગે જવાનું કહ્યું હતું. આથી તે ઘેર ગયો. ઘેર જઈ તેણે ન્હાય લીધું અને પછી જમવા ખાવાનું આટોપી દશેક વાગે એક વિકટોરિયા બોલાવી અને વિલ્સનના ઘર આગળ તે જઇ પહોંચ્યો. ત્યાં આગળ બ્હાર કેટલાક પોલિસ ઉભા હતા, અને તેમના નાયક જેવો દેખાતો એક હવાલદાર કેટલાક સાથે વાત કરતો હતો. લાલબિહારીએ હવાલદારને જઈને કહ્યું, "મારે સાહેબને મળવું છે."

"ચિઠ્ઠી સિવાય તમે તેને મળી શકશો નહિ."

"ચિઠ્ઠી! નહિ-મારી પાસે ચિઠ્ઠી નથી, પણ હું ગણપતિરામ તરફથી આવ્યો છું."

"હું કોઈ ગણપતિરામને ઓળખતો નથી."

"પણ સાહેબ બહાદુર ઓળખે છે. તેને કહો કે ગણપતિરામ પાસેથી કોઇક ગૃહસ્થ નીચે આવ્યા છે. કામ બહુજ અગત્યનું છે. મોડું થશે, તો મોટો અનર્થ થશે."

ધર્મભોળો હવાલદાર પીગળ્યો. તે તરતજ અંદર ગયો.

ગણપતિરામને કોઇ ઓળખતું ન જોઇ બિહારી અજાયબ પામ્યો. પણ થોડો વિચાર કરતાં સમજી ગયો, કે ડિટેકટિવો પોતાને

ઓળખાવતા નથી. એટલામાં હવાલદાર આવી, સલામ કરી, તેને અંદર લઈ ગયો.

હવાલદાર બિહારીને લઈને, એકાદ બે ઓરડા પસાર કર્યા બાદ એક દિવાનખાનામાં દાખલ થયો, અને તેને મૂકી બ્હાર ચાલ્યો ગયો. ત્યાં બેઠેલા વિલ્સનને તેણે 'અનંતના પકડનાર' તરીકે ઓળખ્યો.

ટેબલ પાસેની એક ખુરશી પર બેસવા ઇશારત કરી તેણે પૂછ્યું, "પ્લીઝ! વોટ કેન આઇ ડુ ફોર યુ? તમે મારી પાસે શું કામ કરાવવા ઇચ્છો છો?"

અનંતરાયનો સ્નેહી લાલબિહારી ભાન ભૂલી બોલ્યો, "કેમ તમે જાણતા નથી?"

"હું ક્યાંથી જાણું? ગણપતિને નામે તમે આવ્યા, તેથી મેં ધાર્યું કે કાંઇ સંદેશો લાવ્યા હશો. પરંતુ મને બહુ કામ છે. તમે જલદી બોલો."

"મારૂં નામ લાલબિહારી. જે ગૃહસ્થને કાલે તમે થીએટરમાં પકડ્યો હતો તેનો અત્યંત સ્નેહી છું"

"તમે ઓળખાયા ખરા. કાલે રાત્રે અનંતરાય સાથે વાત કરનાર તમેજ ત્યારે તો. વારૂ પણ તમે ગણપતિરામનું નામ કેમ દીધું?"

તેણેજ મને તમારૂં ઠેકાણું બતાવ્યું અને કહ્યું કે ' મારૂં નામ દેશો તો મળશે મેં જ્યારે એને ધમકી આપી કે 'તું ડિટેક્ટિવ છે. એમ હું જાહેર કરીશ ત્યારેજ મને તમારો પત્તો બતાવ્યો."

"છટ છટ એ તમારી ભુલ છે. હું એને બરાબર ઓળખું છું પણ—"

"નહિ, મારી ભૂલ નથી. બેકએ પર એક પોટલીમાં મૂકેલું 'શિરહીનશબ' જડયું ત્યારે હું એની સાથે હતો. અનંતરાયને પકડાવનાર એજ છે, એમ મારી ખાત્રી છે."

વિલ્સન બહુ આશ્ચર્ય પામ્યો હતો. તે સ્તબ્ધ થઇ ગયો હતો. થોડી વારે તે એકદમ બોલ્યો " બોલો તમારે શું કામ છે? મારી પાસે ફાલતુ વખત નથી. શા હેતુથી તમે આવ્યા છો ?

" મારા સ્નેહીને મળવાની રજા લેવા. "

" એ રજા હું આપી શકીશ નહિ. કાયદાસર અરજી કરો એટલે તમને જવાબ મળશે "

" એટલે હું ત્રણ દિવસ થોભું ? અનંતરાયની બ્હેન ઘેર રડતી બેઠી છે! બિચારી બાલિકા! અને તે પણ એકલી ! મારા સિવાય એની તપાસ રાખનાર કોઇ નથી. વળી અનંતને પોલીસે પકડ્યો છે. તે એને જણાવવું નહિ જોઇએ.

"પરંતુ પોલિસે પોતાને કેમ પકડ્યો છે તે અનંત જાણે છે. "

" એના ઘરના લોકને તમે કારણ નહિ કહો તો તેઓ બચાવની પેરવી કેવી રીતે કરે ? આ કાંઇ મોગલાઇ નથી, બ્રિટિશ સરકાર છે."

" મને લાગે છે કે અનંતે વિકટોરિઆમાં બેસતાં પ્હેલાં તને કહ્યું કે—

" મારા પર ખૂન અને ચોરીનો આરોપ મૂકાયો છે પણ ચોરી શેની ખૂન કોનું ? ગયે શનિવારે રાત્રે અમે જે મુડદુ જોયું તેનું તો નહિ ?

ગણપતિરામને હાથે થયલી પેલી ભયંકર ભૂલનું સ્મરણ કરતાં વિલ્સન ગભરાયો. મુંબઇના જેવા ચાલાક અને હુશિઆર ડિટેકિટવ હિંદમાં નથી એમ ગણાય છે. અને તેથી જો આ ભૂલને તરકટ કરવામાં આવે તો ડિટેકટીવની કેવી સજ્જડ હાંસી થાય તેનો ખ્યાલ તેને આવ્યો. આથી આ ભૂલ બહાર ન આવે એમ તે ઇચ્છતો.

વળી અનંતરાય તેને નિર્દોષ લાગ્યો. એ નોટ એણે સુરક્ષિત રાખવા ન્હોતી લીધી તેનો પુરાવો શો ? ખૂનનો આરોપ તો હવે કાઢી નાંખવાનોજ હતો.

એ સર્વ યાદ આવતાંજ આ કેસમાં વધુ દયા બતાવવી જોઇએ એમ વિલ્સનને લાગ્યું. આવા વિચારે તે બોલ્યો, " તમને તમારા મિત્રના વિયોગનું દુઃખ થાય એ સ્વાભાવિક છે. પણ મારી ખાત્રી છે કે અનંતે ખુન નથી કર્યું. "

" હં ! પણ એણે ચોરી કરી છે એમ તમને લાગે છે. " લાલબિહારીએ ચીરાતે હૃદયે કહ્યું " ખુન કરતાં ચોરી વળી વધારે નિંદ્ય. અનંત જેવો પ્રમાણિક—"

" તે મને ખબર છે. વળી એ પણ ખબર છે કે અનંતનો એક બાઈ સાથે વિશેષ સ્નેહ છે. તેનો એ કારભારી છે અને ઉભયે એ એકાંતમાં મળવા એક બંગલી ભાડે રાખી છે. "

"પણ ગયે શનિવારે એ બેમાં ટંટો જામ્યો. પેલીએ એને કાઢી મૂકયો, તોપણ એ રોજ પેલી બંગલીમાં જતો, એને મળવા તો નહિજ. કારણ તે મુંબઈમાં ન હતી એમ તે જાણતો હતો. કેમ ? શા માટે જતો ? પૂછતાં જવાબજ ન આપે પણ અમારો એક ડિટેકિટવ ત્યાં હતો તેણે એનું સર્વ કૃત્ય જોયું છે અને—"

" ડિટેકટીવ હતો ! કોઇ ઘેર ભાડે લે અને કંઈ ખાનગી કામ માટે ત્યાં જાય તેમાં પોલિસને—"

" કોઈ સ્ત્રીની વર્તન માટે તેના પતિને સંશય—"

" ત્યારે શું એના વરે ડિટેકિટવ મૂકયા........"

" તે કાંઇ મને ખબર નથી. પણ ડિટેકિટવે એને એ ઘરમાં એક પેટીમાંથી નોટ કાઢી—૫૦૦૦ની તોરો—કાઢી લેતાં જોયો. "

" તેમાં શું ! લે. પોતાની હોયને લે તેમાં પોલિસને શું ! "

" કારણ એણે પોતેજ કહ્યું કે એ નોટ મારી નથી. એણે તો એમ બ્હાનું કાઢ્યું કે ત્યાં નોટ હતી એમ મને ખબર હતી નહિ."

"તમને એ વાત ખોટી—અસંભવિત લાગે છે!"

"જે દિને એણે એ નોટ કોટમાંથી લાવી પોતાની શેઠાણીને આપી તે દિનેજ બન્ને લડયાં અને એણે એને કારભારી તરીકે રાખ્યો નહિ. અહિંથી કોઇ ગામ એ ચાલી ગઈ. ક્યાં ગઈ તે ય અનંત જાણતો નથી.

"અને તેથી એને પકડયો! નવ્વાબિનીનેય પૂછ્યું નહિ!"

"તેને શું પૂછીએ.! આરોપી સર્વ કબુલ કરે છે અને તેને પૂછવા કે ફર્યાદ કરવાનું કહેવા અમે જઈએ તો તે ના પાડશે કારણ પોતાની આબરુ—"

"કિંતુ અનંતરાયના આરોપ માટે તેની સાક્ષી લેવીજ પડશે."

"તેનું આપણે શું કામ! મેજીસ્ટ્રેટ વ્યવસ્થા કરી લેશે."

"અને તેટલો વખત એને કેદ રાખશો! એમ કરશો એટલે આખા શહેરમાં વાત ફેલાઈ નવ્વાબિનીની કીર્તિને બટ્ટો લાગશે."

"પોલિસને શું તેમાં! હું! જો અનંતને છોડાવવો હોય તો એક શરત છે. જો નવ્વાબિની આવીને મને એમ કહી જાય કે અનંતે મને 'આપવાનેજ નોટ લીધી હતી' તો અમે એને તરતજ મુક્ત કરીશું"

"ત્યારે તમે એને પૂછતા કેમ નથી. તાર કરો."

"મેં તમને કહ્યા પ્રમાણે હું હવે કાંઇ કરી શકીશ નહિ. અનંતનો કોઇ સ્નેહી પ્રયત્ન કરશે તો ફાવશે" આમ બોલી તરતજ પિલ્સને પાસેની દોરી ખેંચી.

હવાલદાર અંદર આવ્યો.

"આ ગૃહસ્થને દરવાજે બતાવ. ગુડબાઇ"

# પ્રકરણ ૨૦ મું

## રમણી કે રાસક્ષી.

રસ્તામાં આવતાં લાલબિહારીના મનમાં તુમુલ યુધ્ધ ચાલી રહ્યું. વિચારોએ તેનું મગજ ઘેર્યું:

"અનંતનું કેદમાં જવું કે છૂટવું એ સર્વનો આધાર રાણી ઉપર—નવ્વાબિની—ઉપરજ છે, એમ એ સમજી ગયો. આજ સુધી નવ્વાબિનીએ તેને અનેક દુઃખ દીધાં, તે સર્વનો બદલો આપવાનો જો તે વિચાર કરે તો તે અનંતને છોડાવે.........હવે કરવું શું!...... એ પડ્યા મુસલમાન! યવન સાથે કામ લેવાનું. પરંતુ જો તે મળવાનું મનમાં લાવે તો કંઇ વિઘ્ન નથી. પણ જો તેની પાસે તો—કદાચ માર પણ ખાવો પડે......પણ, કંઇ નહિ-અમે તે થાય. હું પણ મિત્રધર્મ ચૂકીશ નહિ. શંકા આવતાં ભય ધરવાથી શું વળે! ત્યાં જવુંજ; ખટપટ કરવીજ. 'અનંતરાય પાસેથી હું સંદેશો લઇ આવ્યો છું,' એમ કહેવું પડશે. અને માત્ર એકજ શબ્દ—માત્ર એકજ શબ્દ—તે બોલશે કે તરત અનંત છૂટો થશે..."

એવા એવા અનેક વિચાર તેના મગજમાંથી પસાર થયા. રાણી પાસે જઇ વિનંતિ કરવાનો તેણે નિશ્ચય કર્યો. લાલબિહારી એને ધિક્કારતો. પણ—'ગરજે ગધેડાને પણ બાપ કહેવા પડે' એ વત પ્રમાણે તે નવ્વાબિનીના બંગલા તરફ વળ્યો. વખતનું તેને ભાન નહતું. 'ત્યાં ગયા પછી શું કરવું!—શું બોલવું!' એ સિવાય બીજો કોઇપણ વિષય તેના મનમાં પેસી શક્યો નહિ.

"તું અનંતરાય પર દયા કર, તમે...કરો, આપ દયા કરો." એમ કહેવું તે સાંભળશે નહિ, એમ લાલબિહારીને લાગ્યું. તો પછી એને શું કહેવું ? આમ કહેવું ::

"જો તમે અનંતને છોડાવશો નહિ, તો તમારા નામને કલંક લાગશે. બધા વર્તમાનપત્રોમાં તમારૂં નામ છપાશે. તમે એક મોટા આબરૂદાર મનુષ્યની પત્ની છો. તેનો વિચાર કરો, અને તમારી કીર્તિને કલંક ન લાગે તેમ કરો. વગેરે આવી વાતો કહેતાં તેનું મન પલળે નહિ, તો 'અનંતરાય પર કૃપા કરો એમ કહેવાથી શું થશે ? અનંત પ્રત્યે ચલાવેલાં વર્તનથી તેની પ્રકૃતિ સ્પષ્ટ દેખાઇ આવે છે."

એવા વિવિધ વિચારો તેના મનમાં ઘોળાવા લાગ્યા.

વળી અનંતરાયે ચોરખાનામાંથી પચાસ હજારની નોટ કહાડી લીધી એ વિચારે-એના સ્મરણે તેનું મન અસ્વસ્થ કર્યું. પણ એટલામાં 'શનિવારે અનંતે નોટો કોટમાંથી આણી પોતાની શેઠાણીને આપી,' એ યાદ આવ્યું: "ત્યારે એ ચોરીને માટે તો એને પકડયો નથીને—? પણ પોલિસને એ વિષે શું ખબર ? તેમને સ્વપ્ન તો નહિ આવ્યું હોયને ? એ 'શિરહીન શબ'ની તપાસ કરવાને પોલિસ ત્યાં તો ન આવી હોય ને ? અનંતને તે શબ સાથે સંબંધ શો ?"

બંગલે આવતાંજ એક સુસજ્જિત ગાડી ત્યાં ઉભેલી દેખાઇ, અને દ્વારપરના સિપાઇને પૂછતાં 'છે. પણ બહાર જવાની ગડબડમાં છે, એમ ઉત્તર મળ્યો. તેણે જરા બપકામાં કહ્યું:

"હું અનંતરાય પાસેથી આવ્યો છું. તેણે મોકલ્યો છે."

આખરે તેને દાખલ કર્યો.

નવ્વાબિની પાસે જઈ લાલબિહારીએ તેને કુર્નિસ કરી. તે પોતાનો બહાર જવાનો પોષાક પહેરી એક કોચ પર બેસી હુક્કો ગગડાવતી હતી. તેણે મોંપર બુર્ખો નાંખ્યો ન હતો. બિહારીને જોઇ તેણે તેને એક ખુરશી પર બેસવાની આજ્ઞા કરી. અને બોલી:

" તમારૂં નામ બિહારી કે ? લાલબિહારી તમારૂં નામ ને ? "

બિહારી આશ્ચર્ય પામ્યો, ' રાણી નામ ક્યાંથી જાણે ! '

મોટેથી કહ્યું. ' જી હા, સેવકનું નામ બિહારી છે. "

" અનંતરાયે તમારા વિષે બે ચાર વાર કહ્યું હતું. વારૂ, તમે શા માટે આવ્યા છો ? અનંતે તમને કેમ મોકલ્યા ? "

" તે કહેતાં જરા વાર લાગશે. કોઈ સાંભળે એમ ન હોય તો સારૂં. "

નવ્વાબિનીની પાસેજ એક દાસી તેનો બુર્ખો ઝાલી ઉભી હતી. તેના પ્રતિ દૃષ્ટિ કરી તે બોલી.

" તું એ પાછો લઇ જા. હમણાં બહાર નથી જવું, કોચમેનને ગાડી છોડી નાંખવા કહી દે, અને અહિં કોઇને આવવા દેતી નહિ. "

દાસી ગઇ. બિહારી પ્રતિ વળી તે બોલી " તમને અનંત સાથે સંબંધ —અત્યંત સ્નેહ છે, ખરૂં ? "

" જી, હા, તે મારો મિત્ર છે. "

" મારે બંગલે આવવાની મેં ના કહી હતી તે તમને ખબર ન હતી ? "

" હતી. પરંતુ તેણે મને નથી..." તે 'તેણે' પર ભાર મૂકી બોલ્યો.

" તમે તો તેનું નામ દીધુંને ? "

" તે તો તમે મને મળો, તેજ કારણથી. હું અહિં આવ્યો છું તેની પણ તેને તો ખબર નથી ! તમે એને પોલીસના તાબામાંથી છોડાવો એ ઇચ્છાથી હું આવ્યો છું. "

" શું પોલીસના તાબામાં ? શા માટે ? "

" તમારી પચાસ હજારની નોટો ચોરવા માટે. "

નવ્વાબિની જરા ગભરાઇ. પણ સ્વસ્થ થઇ હુક્કાનો એક સબડકો ખેંચી, બોલી; " વાહ ! આશ્ચર્ય ! કઇ નોટ ?

" તમે ગાંમદેવીના બંગલામાં ભૂલી ગયા હતા તે. "

" હં, સમજી, મને એ નોટો જડી નહિ તેનું કારણ. પરંતુ અનંતેજ એ લીધી એમ પોલીસે કેવી રીતે જાણ્યું ? મેં કંઇ ફરીયાદ કરી નથી. "

" તમે ગામ ગયા પછી સઘળો વખત એ બંગલા પર પોલીસની નજર હતી; છે. "

" શા માટે ? "

" તે કાંઇ હું કહી શકતો નથી. " વિચાર કરી બિહારીએ ઉત્તર દીધો: " પણ ત્યાં એક ડિટેક્ટીવ ભરાઇ બેઠો હતો. તેણે એને નોટો લેતાં જોયો. અને જ્યારે અનંત નાટક જોઇ પાછો જતો હતો ત્યારે પોલીસે તેને પકડ્યો. "

" ક્યારે ?—કેટલે વાગે પકડ્યો ? "

એ પ્રશ્ન પૂછતાં તે કંઇક ગભરાયલી દેખાઇ. તેણે પોતાનાં મખમલના પોલકાંનાં બંધ ઢીલા કર્યાં.

" રાત્રે ૧૧ વાગે. " ઉત્તર મળ્યો.

" અત્યંત ચમત્કારિક વાત ! અનંતરાયે શું કર્યું ? "

"'કે અન્યની નોટો મારી દૃષ્ટિએ પડવાથી તેને પાછી આપવા અથવા સુરક્ષિત સ્થાને રાખવા મેં તે લીધી.' છતાંયે પોલિસ તો..."

"હું કંઇ એ નોટ પાછી લેવાની નથી...વારૂ. તેણે મારૂં નામ દીધું કે?"

"ના. 'એક બાઇની છે' એમ કહ્યું."

"પરંતુ પોલીસ સમજી ગયા હશે?"

"એમજ લાગે છે. અનંતે તો કહ્યું ન હતું."

"! અરે પોલીસ જાણે કે આખું જગત જાણે, તેની હું દરકાર કરતી નથી. પણ મારા બંગલાપર પોલીસને નજર રાખવાનું શું કારણ?"

"તે તો કોણ જાણે! મને પણ આશ્ચર્ય લાગે છે. અનંત પર આવેલા આ અણધાર્યા પ્રસંગ સિવાય બીજાનો મને વિચાર આવતો નથી. તે છૂટો થાય તેમાં આપણ બન્નેને લાભ છે—"

"મને શું છે? તમને હશે. મારે તેની સાથે શો સંબંધ? જુબાની લેશે તો હું તો કહીશ, કે 'મને શું ખબર?' એજ મારો જવાબ."

"પણ એથી તો ઉલટું નુકશાન થશે. ન છપાવા જેવી વાતો છપાશે; તમારો અનંત સાથે દુષ્ટ સંબંધ હતો–એવું એવું."

"તેમાં શું થઇ ગયું?" તેની મુખમુદ્રા પર ચિંતા લેશ માત્ર જણાઈ નહિ.

"કેમ શું થઇ ગયું? તમારી આબરૂ–તમારી કીર્તિ—"

"એમાં આબરૂ શાની જાય છે?"

બિહારીને લાગ્યું: "આ તે રમણી કે રાક્ષસી?" વિચાર કરી તે બોલ્યો: "તમે એને છોડાવો તો સારૂં."

"તે માટે મારે શું કરવું?" તે એક નાજુક પંખો લઈ પરસેવો ઉશડવા લાગી.

"એટલું જ કે 'અનંત પર મારો પૂર્ણ વિશ્વાસ છે, અને તેણે મને આપવાને જ નોટો લીધી,' એમ પોલીસને કહેવું. આથી કેસ ફાઇલ થશે નહિ, તે છૂટો થશે, તમારું નામ બહાર આવશે નહિ, અને......"

"મારા નામની મને દરકાર નથી. ઘણું થશે તો હું આ હિંદુસ્તાનનો ત્યાગ કરી જઈશ. એજ." તેણે હુકકો બાજુએ મૂકયો.

"અને રંક નિરપરાધી મનુષ્યને વિના કારણ સજા પામવા દેશો? તેની તમને જરા દયા નથી? માત્ર એક શબ્દના ઉચ્ચારથી એ છૂટો થશે. ખૂનનો આરોપ પણ નીકળી જશે."

"શું? ખૂન કોનું? કોણે કર્યું?"

"ખૂન કરવા માટે અનંતને પકડયો છે."

"પોલીસ ગંડુલ જણાય છે. ખૂન કરનારના મોઢાં જૂદા. અનંત જેવા પર ખૂનનો આરોપ! કોનું ખૂન? ઓ ખુદા!"

"કોનું ખૂન, તે મને ખબર નથી."

"ગયા શનિવારે હું ગામ ગઇ હતી તેથી પોલીસે તર્ક બાંધ્યો હશે, કે અનંતે મારું ખૂન કર્યું! વાહ! ખરા ભાઇ! ખરા સિપાઇદાદા!"

ભયંકર હાસ્ય તેનાં મુખ પર છવાયું.

"હા. એવીજ કંઈ ભૂલથી બિચારો અનંત નાલાશી પામે છે. પણ એ ભૂલ આપ માત્ર એક શબ્દથી સુધારી શકશો. જરૂર, તમારી ઇચ્છા હોય તો."

"મને સર્વ વાત કહે. હું પછી વિચાર કરીશ."

નવ્વાબિની 'તમે' પરથી 'તું' પર આવી. બિહારી બોલ્યો:

"નોટો આલ્મિરાનાં ચોર ખાનામાંથી મળી...."

"હા. મેં ત્યાંજ મૂકેલી. બહારગામથી આવી મેં શોધી ત્યારે મને જડી નહિ...છો ગઈ, તો !......પણ અનંતરાયે તે ચોરી કે આપવાને લીધી, તે હું કહી શકું નહિ."

"કેમ ? એ ચોરી કરે એમ તમને લાગે છે? તો પછી—"

"અરે હું તો ચાલી જઈશ. મારૂં શું જાય ! તારો મિત્ર—"

"તમે એને ન છોડાવશો તો હું ધારૂં છું કે આપ દયાળુ—"

"એમ નહિ કહો"

"ત્યારે એને છોડાવો. નહિતો મારે કાંઇ ખટપટ કરવી પડશે. તમારી મદદ પર હું અવલંબી શકું નહિ."

"ના. ના. હું મદદ કરીશ. તમારા જેવા માણસ વિનવે અને મારાથી કેમ બેસી રહેવાય !"

"ત્યારે વિલ્સન સાહેબને કહી એને છોડાવશો કે?"

"સાહેબ કેવો છે?"

લાલબિહારીએ વિલ્સનના શરીરને વર્ણવ્યું.

"તે શા અધિકાર—"

"મોટો પોલીસ ઓફીસર છે"

"તમે એને કેવી રીતે મળ્યા?"

"તેણેજ અનંતરાયને કાલે પકડયો. મેં આજે એક માણસને તેનું શિરનામું પૂછ્યું અને પછી તેને મળી આવ્યો."

"વારૂ. અનંતને તુરંગમાં એ લઈ ગયો?"

"ના. બે પોલીસ સિપાઇ વિકટોરિઆમાં બેસાડી એને લઇ ગયા. એ બીજી બાજુ ગયો. ક્યાં તે હું જાણતો નથી."

"તે તમારી ભૂલ. તમારે પાછળ જવું જોઇતું હતું. હું હવે થાકી ગઇ છું. તમે જાવ."

"હું પણ અનંતને છોડાવશો કે?"

"રાતના નવ વાગે મને મળજો. હું જવાબ આપીશ"

લાલબિહારી ઉઠયો. 'પ્રસંગ પડે બાંકા તો ગધેડુ કહેના કાકા' તેવી એની સ્થિતિ થઇ હતી. રાણીને આવવાની હા કહી તે ચાલતો થયો. "રાત્રે ૯ વાગે આવવું! કેવું વિલક્ષણ! કોઇની દરકાર નહિ. રાત્રે કોણ જાણે શું થશે? સમજાણુ પડતી નથી." એવા અનેક વિચાર તેને આવ્યા.

પણ તેનું ચિત્ત સમજી શકયું નહિ કે 'આતે રમણી કે રાક્ષસી?

---

# પ્રકરણ ૨૧ મું



## અદૃશ્ય!



હવે આપણે ગણુપતિરામ પ્રતિ વળીએ.

એનો નવાબને ત્યાં શેતરંજ રમવા જવાનો હેતુ નવ્વાબિનીને મળી તે પાસથી કાંઇ હકીકત કઢાવવાનો હતો. નવ્વાબિની જીવતી હોવાથી એકવાર તેને મળવાનો એણે નિશ્ચય કર્યો હતો. તે જીવતી નીકળવાથી એ બહુ નિરાશ થયો હતો. તેને મળવાનો નિશ્ચય કરી તે આજે– રવિવારે–નવાબ પાસે ગયો.

થોડો સમય રમ્યા પછી શરાબ પાઇને નવાબને એણે ખીજવ્યો; અને સંધિ સાધી નવ્વાબિનીને મળવાની વાત છેડી. તરત નવાબે એક ચાકરને તેડવા મોકલ્યો.

નવ્વાબિની લાલબિહારી તરતનોજ ગયો હોવાથી કંટાળીને જરા હાથમાં બેઠી–પડી–હતી. ચાકર આવતાંજ તેણે તો 'નથી આવતી' એમ છણકો કરી કહ્યું.

પણ એટલામાં એને કંઇક યાદ આવ્યું. તરતજ તે નવાબ પાસે દોડી ગઈ અને પૂછવા લાગી 'મને કેમ બોલાવી?"

નવાબે કારણ કહેતાંજ તેણે ખાનસાહેબ (ગણુપતિરામ) ગફુરખાં કોણ છે એમ પૂછ્યું. ગફુરખાંએ બધી વિગત માંડીને કહી. પોતે ડિટેકટીવ છે એનું તેને ભાન ન રહ્યું. નવ્વાબિનીની

મુખ મુદ્રા પર એ સર્વ સાંભળી ઘણા ફેરફાર થઇ ગયા; અને સાશંક મુદ્રાએ ગણપતિરામને નિહાળ્યો. પછી સ્વસ્થ થઇ બોલી "ઠીક છે, પણ હું કાંઇ તમારા બોલાવવાથી આવી નથી. મેં તો 'નથી આવતી' એમ કહાવ્યું હતું. પણ પછી વિચાર કરવાથી આવી છું. આજ સવારે મેં મારા સર્વ માણસોને ગુલનાર વિષે પૂછ્યું. પરંતુ કોઈ દાદ દેતું નથી. આથી મને તમારા પર શક આવે છે કે તમેજ એને નસાડી મૂકી. બોલો."

'ગુલનાર' એ શબ્દ સાંભળી ગણપતિરામે આંખ મીંચી રાખી કાન માંડ્યા.

"તારી દાસી ગુલનાર! હું શું જાણું! હું કાંઇ તેનાપર જાસુસી કરતો હતો!"

"એ લટપટ નહિ ચાલે! તમે એના પર મોહિત થઈ ગયા. તમેજ એને કશે સંતાડી મૂકી હશે. મેં એને અહીં આવવા સખ્ત મના કરી હતી પણ તમારા આગળ બિચારી ગરીબનું શું ચાલે?"

"તું સાથે ન્હોતી લઇ ગઇ?"

"તેથીજ તમે ફાવ્યા. તમને બરાબર ખબર હતી કે હું ન્હોતી લઈ ગઇ. તમારી તહેનાતમાંની ગાડીમાં બેસી તે દિને મારે જવું પડયું. તમે મારા ગાડીઘોડામાં બેસી તે દિને ફરવા ગયા હતા. કંઇ તે દિને મારા ઘોડા પર મહેરબાની કરી?"

"કોની! તારી! તારી ગાડી મેં ક્યારે લીધી! આજે કેટલા રોજ થયા બ્હારજ કોણ જાય છે?

"પણ મેં મારા કોચમેનને પૂછ્યું ત્યારે એણે તમારૂં નામ દીધું"

"એ સુવ્વર બહુ લુચ્ચો છે! કશે દારૂ પીને પડયો હશે"

"પણ મારે તેની સાથે કંઇ લેવાદેવા નથી. ગુલનાર કયાં ગઇ તે કહો એટલે બસ."

"મને ખબર નથી. કેટલાક દહાડા થયા મેં એને જોઇજ નથી. કોઇ સાથે નાસી ગઇ હશે. નાસી જાય તેમાં નવાઇ નથી. એ બહુ સુંદર છે તેથી—"

"તમે નથી કહેતા કેમ? હું ફરીયાદ કરીશ હું! એ નહિ ચાલે!"

એમ કહી જોરથી પગ ઠોકતાં બાઇ સાહેબ ચાલ્યાં ગયાં.

આ સર્વ સંભાષણ મૌનથી ગણપતિરામ સાંભળતો હતો. તરત એણે વિચાર્યું:

"હાશ! હવે આવ્યો સપાટામાં. પેલા એ બદમાશે ગુલનારનું ખૂન કર્યું. આ નવાબના કહેવાથી. ઉલ્લુનું પત્નીપર કાંઇ ચાલતું ન હોવાથી દાસીનું ખૂન કરી વેર લીધું. વળી એનાપર જરા ખાટી મિઠી નજર હતી. ઠીક! હવે શું રહ્યું! પોતાને તાબે થવા કબુલ નહિ થઇ એટલે મારી નાંખી? કેવું વિચિત્ર! પાકી તપાસ કરવી જોઇએ."

આમ વિચાર કરી તેણે રજા લીધી.

પણ બારણામાંજ એક મુસલમાન નોકર મળ્યો તેણે કહ્યું "આપને બેગમ સાહિબા બોલાવે છે."

આતો 'ભાવતું હતું અને વૈદે કહ્યું' એવો ઘાટ થયો. ગણપતિરામ તરત એની સાથે ગયો.

શિષ્ટાચાર થયા પછી નવ્વાબિનીએ કહ્યું "મેં આપને કશેક જોયા હોય એમ લાગે છે."

"એકબે વાર ગાર્ડનમાં ફરતા જોયા હશે, બાઇસાહેબ."

"ના. ના. આપણા બેનું સંભાષણ પણ થયું છે. ઘણું કરીને મારી સાંમદેવી આગળની બંગલીમાં મેં તમને જોયા હતા" નવ્વાબિનીએ યાદ કરતાં કહ્યું.

ગણુપતિરામ ગભરાયો પણ સ્વસ્થ થઈ બોલ્યો “અરે ! બીજા કોઈને જોયો હશે. ગાંમદેવી ક્યાં આવ્યું તેનીય મને ખબર નથી.”

“એમ ઉડાવશો તે મારી આગળ નહિ ચાલે. આ ખોટી દાઢીજ તમે કોણ છો તે કહી આપે છે.”

આ શબ્દ સાંભળીને ગણુપતિરામ ચમક્યો. કોઈપણ દિવસે તે આ પોષાક પ્હેરી ન્હોતો ગયો. શેત્રંજ રમવા તે રાત્રે જતો. આજે દિવસે જવાથી તે પકડાયો. તેને સર્વ કબુલ કરવું પડ્યું. ડિટેક્ટીવ છું એમ પણ એણે જાહેર કર્યું. પછી એણે કહ્યું “હું ડિટેક્ટીવ છું એમ જાણવા છતાં તમે મને શા માટે બોલાવ્યો ?”

“તમે ગાંમદેવીની બંગલી પર ડિટેક્ટીવ મૂક્યા ! હું ને અનંત મળી ખોટા સિક્કા પાડીએ કે જુગાર રમીએ છીએ એવા શકથી !”

“ના. ના. એવું કાંઈ નથી”

“ત્યારે ત્યાં ખુન કરીયે છીયે એવું ધારીને !”

“કદાચિત તેમ હોય” પોતાને લાભ થશે એમ ધારી ગણુપતિએ કહ્યું.

“હં. હવે સમજાયું. પોલીસને ખૂન થવાનો સંશય આવ્યો અને મારૂં ખૂન કરવાનો આરોપ મૂકી અનંતને કેદમાં નાંખ્યો ! વાહ ! વાહરે ! પોલિસ વાહ ! ખૂબ કરી !” નવ્વાબિનીએ એક ભયંકર અટ્ટહાસ્ય કર્યું “આના કરતાં તો દેશી રાજ્યોની પોલીસો ઘણી સારી.”

“પોલીસની ભૂલ થઈ. બાઈ સાહેબ ! તમે અદૃશ્ય થવાથી પોલીસને શક આવ્યો...”

“વાહ ! કોઈ માણસ કોઈને કહ્યા સિવાય ગામ જાય એટલે તેનું ખૂન થયું—”

"પરંતુ બીજા સંજોગોને લઇને—"

"પરંતુ હવે? હવે તો હું તમારી સામે જીવતી જાગતી ઉભી છું."

"ત્યારે તમે આવે વેશે અહિં રમવા કેમ આવો છો? અત્યાર સુધી તો ઠીક, પણ મને ગઇ કાલે રાત્રે જીવતી જોવા છતાં શા માટે આવવું પડયું? એમણે (નવાબે) ખૂન કર્યું હશે એમ ધારી?" નવ્વાબિનીએ એક પછી એક સવાલ પૂછ્યા.

ખરૂં જોતાં ગણપતિરામને એજ સંશય હતો. પ્રથમ કરેલા સર્વ વિચાર એના ચિત્તમાંથી પસાર થઇ ગયા. એને એમ પણ લાગ્યું કે નવ્વાબિનિને પોતાના જેવો જ સંશય આવ્યો છે.

તે વિચાર કરતો હતો એટલે નવ્વાબિની બોલી "કેમ બોલતા નથી? વારૂ. પણ તમે ડિટેક્ટીવ છો એ નક્કી. મારે બીજી પંચાત નથી. ગુલનાર અદૃશ્ય થઇ ગઇ છે. તમને લાગે છે કે એનું ખૂન થયું?"

"જો કોઇનું થયું જ હોય, તો એનું જ."

"એ અસેલટપ્પુ ઉત્તર નહિ ચાલે. મેં બેસવા ઉઠવા એક બંગલો લીધો, ત્યાં મારો કારભારી રોજ આવતો. હું એક દિન ગામ ગઇ એટલે એના પર આરોપ મૂક્યો કે એણે મારૂં ખૂન કર્યું. હું ગામથી પાછી આવી. મારી દાસીને અહિં મૂકી ગઇ હતી, તે ગુમ થઇ ગઇ. ચાકર માણસ દાદ દેતાં નથી અને એમનો જવાબ તમે સાંભળ્યો જ છે."

"પણ એની કલ્પના સંભવિત છે. ગુલનાર મનોહરણી હોવાથી—અને આ મુંબઇ રહ્યું—કોઇ સાથે નાસી ગઇ હશે."

"એ વાત તદ્દન ખોટી છે. એ કદી એમ નાસી નહિ જાય. બુઠ્ઠી ઉસ્તાદ છે. હવે મને કહેતાં સરમ આવે છે, કે એમણે 'મારી સાથે લગ્ન કર. એક લાખ રૂ. તારા નામ પર ચઢાવું' એવી ઘણી લાલચો આપી પણ એ ચળી નહિ."

"તો તેની હઠ માટે મરણની શિક્ષા કરી હશે."

"નહિ મને નથી લાગતું. પણ વખતે—ના. ના. નહિ જ."

"તમને જે ખબર હોય તે કહેશો તો—"

"સાંભળો. ગયા શનિવારે અનંતે કોટમાંથી ૫૦૦૦૦ ની નોટ મને લાવી આપી તે મેં ગજવામાં મૂકી. પછી બંગલીએ ગઇ ત્યારે યાદ આવ્યાથી પેલી પેટીના ચોરખડમાં મૂકી. અનંત પાસેની ઓરડીમાં હતો પણ મેં એ વિષે એને કહ્યું નહિ."

"પણ તમારી સાથે બંગલે ગયોજ નથી એમ અનંત કહે છે."

"તે ખોટું હશે. તેને નોટ અચાનક જડી એ ખરૂં. પછી અમારે ટંટો થવાથી એ ચાલ્યો ગયો અને હું અહીં આવી. પછી તો હું ભૂલીજ ગઇ. તે પછી "મને તારૂં મોં બતાવીશ નહિ" એવા અર્થનો એક પત્ર લખી તેને આપવા મેં ગુલનારને આપ્યો."

"તે તેને મળ્યો હશે."

"મને તેની ખબર નથી. પણ મેં બહારગામ જવાનું નક્કી કર્યું ત્યારે મને ગુલનારે જ તૈયારી કરી આપી. પછી 'હું થોડા દિવસમાં પાછી ફરીશ' એમ કહી હું ગામ ગઈ."

"તે રાત્રે જ ગયા કે?"

"હા. સ્ટેશન પર એમની ગાડીમાં ગઈ. મારી ગાડી હાજર ન હતી."

"બસ. મારે એટલું જ જોઈએ છે."

"મારી સાથે આવવા તેણે બહુ વિનતિ કરી પણ મેં જ માન્યું નહિ. હવે મારે દિલગીર થવું પડે છે, યા અલ્લા! તેનું શું થયું હશે ?"

"પણ પછી તમે આવી સર્વેને પૂછ્યું હશે ને!"

"પણ કોઇને ખબર નથી. તેમાં ગુલનાર પાછલી તરફના એક વિચિત્ર કળવાળા નાનકડા દરવાજામાંથી જતી. એની કુંચી પોતાની જ પાસે રાખતી."

"વારૂ. ગુલનાર અદૃશ્ય થવાથી તમને શા શા તર્ક થયા ?"

"તમે જ તે ધારી લો."

ગણપતિરામે મનમાં વિચારવા માંડ્યું:

"એને પોતાના પતિ પર તો શક આવ્યો હશે. પણ એ તેનું નામ કેમ લે! હવે મને જે ખબર છે તે એને કહેવી કે નહિ! એમ કરવાથી એ જરા દિલ ખોલશે.

# પ્રકરણ ૨૨ મું.

## એ તો હું! એજ!

"વારૂ" નવ્યાબિનીએ પૂછ્યું. "ગયા અઠવાડીઆમાં કોઇનું ખૂન થયું છે!"

"હા. અનંતરાવે લીધેલી ગાંમદેવી આંગળની એ બંગલીમાં ખૂન થયાની પાકકી માહિતી છે. તે ઘરની તપાસ કરતાં સ્નાનગૃહમાં રકતના ડાઘા હતા. જે મનુષ્યનું ખૂન થયું તેને એક ખુરસીપર બેસાડયું હતું. પાછળથી એ ખુરસીની બેસવાની જગા કાઢી લઈ હાથા પર રંદો મારી દીધો હતો. મારી ખાત્રી છે કે તે મનુષ્યનું ખૂન કરી ધડ એક અને માથું બીજે સ્થળે લઇ ગયા હતા. હું હથિઆર ધાણું કરી તરવાર—"

આ સર્વ સાંભળી નવ્યાબિનીની મુદ્રા જરા સફેદ થઇ ગઇ. તે બોલી—બબડી. "કેવું ભયાનક કૃત્ય" પછી તેણે કહ્યું "પણ તે બંગલીમાંજ પોલિસ કેમ ઘુસી!"

"તમારા બેની તે ખાનગી જગા અને તમે અદૃશ્ય થયા એ—"

"પણ માત્ર એટલા પરથી કાંઇ પોલિસ ત્યાં જાય એમ મને નથી લાગતું. કાંઇ વિશેષ બન્યું હોવું જોઇએ.

"કોઇ બે વેશ્યાએ પોતે જોયલી હકીકત પોલિસને જણાવવાથી તેનો ઉપયોગ કરવામાં આવ્યો."

"એ વેશ્યાએ ?"

"હા" કહી તેણે સર્વ બયાન કર્યું.

"બહુજ અજબ! મને નથી લાગતું કે આ વાત ખરી હોય"

"ખરીજ છે. તે માણસ બેકમે પર ગયું એમ પણ તેણે કહ્યું."

"અને તેથી તમે ધાર્યું કે પોટલામાં શબ હશે?"

"અરે! હજી તો બહુ કહેવાનું છે" એમ કહી તેણે પહેલાં અને બીજા પ્રકરણમાં બનેલી વાત નામ ન દેતાં કહી.

"બહુજ ગજબ! હં. પછી એ શબને ઓળખ્યું કે?"

"નહિ. કોઇએ ઓળખ્યું નથી. મુડદામાં મસાલો ભરી તેને તાજું રાખ્યું છે શબનું માથું મળે તો કોઇક ઓળખે પણ હું ધારૂં છું કે માથું બાળી નાંખ્યું હશે"

"પણ પોલીસે એ બંગલીમાંજ કેમ શોધ કરી?"

બિચારો ગણપતિ! તેને આગળ કહેવું જ પડયું, "બાઇ સાહેબ! [illegible]રે પ્રેત પરિક્ષા કરી કહ્યું કે એ બાઇ અફીણ ખાનારી છે. શરીરના ચિન્હો પરથી તેને મુસલમાન ધારવામાં આવી."

"તેથી શું થયું? હ" તે હસતાં હસતાં બોલી "હું અફીણ ખાતી હોવાથી પોલીસે મારૂં ખૂન થયું એમ ધાર્યું.

"એટલુંજ નહિ, પણ સિદી કોચમેન, શ્રીમંત ઠાકની ગાડી, પેલા [illegible] કેપ હોર્સિસ અને આપનું અદ્રશ્ય થવું શક આણે તેમાં નવાઇ [illegible]. વળી આગ્રહ કરો છો તેથી કહું છું. માફ કરજો."

"કંઇ હરકત નહિ ચલાવો"

"આપના અનંત સાહેબના સંબંધથી કોઇ અજ્ઞાત નથી."

"પણ ગાંમદેવીને બંગલેજ ખુન થયું એમ કેવી રીતે ધાર્યું?"

" પોલીસે અનંતરાયને ખૂની ધાર્યો. એવા ખૂન મત્સરથી થાય છે. વળી આપ અને અનંત વચ્ચે ટંટો જામ્યો" એમ કહી એણે સ્નાનગૃહમાં પોતે કરેલી શોધો તથા અનંતરાયે નોટ લીધાની વાત કરી. એણે પોતાનું નામ ન દીધું.

" અને સ્નાનગૃહમાં શોધ કરનાર અને પોટલું ઉઘાડનાર તમેજ કેની વળી ? "

" હા, હું જ પણ એકલો ન હતો, અને અચાનકજ આ કેસમાં હું ભેરાયો. " એમ કહી તેણે અથેતિ વાત કહી દીધી. અને પોતે લાલબિહારીને વિલ્સન પાસે મોકલ્યો તે પણ કહ્યું. છેવટે " એણે લાલબિહારીને તમારે ત્યાં મોકલ્યો તે મને ખબર છે. એનો તો મૂળથીજ આગ્રહ કે અનંત સદ્‌ગૃહસ્થ છે. હવે મારી ખાત્રી થઈ કે એના પર ચોરીનોય આરોપ ન મૂકાય " એમ કહી તે અટક્યો.

એના અંતિમ શબ્દોનો આશય નવ્વાબિનીનો અભિપ્રાય જાણી લેવાનો હતો, પણ એ બાઈ તો મહા ઉસ્તાદ, પ્હોંચેલી ! તે એ બાબત કાંઇ બોલી નહિ.

" અને છતાં એ વાત આખા ગામમાં ફેલાઇ ગૈ નહિ, એજ આપનું ચાતુર્ય બતાવે છે. " નવ્વાબિની હસતાં હસતાં બોલી.

"હા, હું બહુ સાવધ રહ્યો. આપ જેવા આબરૂદાર લોકોની ફજેતી થાય એ ઠીક નહિ. અને વળી મારી ભૂલો નીકળી ત્યારે તો એ બહુ યોગ્ય કાર્ય કીધું એમ મને લાગ્યું. અનંતને હવે છોડી દઇશું "

" મારા ચાકર માણસોને કાંઇ પૂછપરછ કરેલી કે ! "

" ના, હજી નહિ. તેના અનેક કારણો છે."

હું જાણું છું. તમને લાગ્યું કે તેમણે ખૂનમાં મદદ કરી હશે "

બરાબર મેં એમના પર નજર રાખી છે. ”

“ તેથીજ આ વેશે અહિં આવના હશો. પણ હવે તમે ત્યાં જઇ શકશો નહિ. ”

“ તે ઠીક છે. પણ તમારી દાસીના ખુનીને શોધવામાં તમે મને સહાય કરશો ? મારા પ્રશ્નનો ઉત્તર આપશો ? બોલો તે અફીણ ખાતી હતી ? ”

“બની શકે, કારણ મારી અફીણની ડાબ્બી એનીજ પાસે રહેતી.”

“એનું ધડ જૂઓ તો ઓળખી શકો કે? શબ હજુ જેવું ને તેવુંજ છે. આવી શકશો આપ?”

“કોણ હું ? તમે દિવાના તો નથી થયા? એવું ભયંકર શિરહીન ધડ હું કેમ જોઈ શકું? યા અલ્લા!”

“પગ અત્યંત સુંદર હોઇ તે પર મેંદી ચોપડી છે. ડાબી ખાંધ પર બે તલ છે. આપ ન આવો, એ સ્વાભાવિક છે. પરંતુ એ દાસીનુંજ શબ છે, એમ મારી ખાત્રી છે. મને લાગે છે કે કોઇ ચાકરે દ્વેષ કે દ્રવ્ય લોભથી ખૂન કર્યું હશે.”

“હા. હું એને ઘણી વાર ૫-૭ હજાર રૂ. આપતી હતી. હં. તે દિને કોચમેન અને સાઇસ બંને ન્હોતા.”

“તેઓ તો નવાબ સાહેબનું નામ દે છે, કે દશ વાગે એમણે અમને બોલાવ્યા હતા. નવાબ કહે છે કે એનો બદમાશ છે. ખૂન દશ અગિયાર વાગે થયું.”

“નવાબ સાહેબનું નામ દે છે? એવી વાત કાળાંતરે ય બને નહિ. નવાબની તો એના પર ખાટી મીઠી નજર છે.”

“નહિજ. નવાબ સાહેબ શું? આપ શું? તમારે માટે સ્વપ્ને ય સંશય કેવો? એ કોચમેન સાઇસ પર પોલીસની પકકી નજર છે. એક શબ્દ બહાર નથી જવાનો.”

"વારૂ" એ લોકો કહે, કે નવાબ સાહેબના કહેવાથી અમે ગુલ-નારને મારી, તો—"

"તો શું? પોલિસ પકડે એને. બ્રિટિશ રાજ્યમાં કાયદા આગળ સર્વ સરખા."

"અરે! એ તો એક—પણ ઠીક, મને એ વાતનો કંટાળો આવે છે. મને સ્વસ્થ પડવા દો. મને કહ્યા વગર આગળ પગલું ભરશો નહિ. હં."

કુર્નિશ બજાવી ગણપતિરામે ચાલતી પકડી.

તેની મુદ્રા આનંદના સ્પષ્ટ ચિન્હો દર્શાવતી. જતાં જતાં તે મનમાં બોલ્યો, "ચાલો, ખેલ ખલ્લાસ. હવે જો મારા પર સાહેબ ખૂશ ન થાય, તો તો હદજ. નવાબે સિદી, કોયમેન, તથા સાઇસને હાથમાં લઇ ગુલનારનું ખૂન કર્યું, એમાં શક નહિ. પોલિટિકલ ખાતું જો વચ્ચે નહિ પડે તો કેસ જબરો ચાલવાનો. હવે ક્ષણ પણ થોભ્યા સિવાય એ બે બદમાશને પકડવાજ જોઇએ. અનંતને કેદમાં રાખવાની જરૂરજ નથી." એવા વિચાર કરતો તે બોલ્યો, "એ તો નક્કી થયું, ખૂની તો એજ! એ તો હં! એજ!"



# પ્રકરણ ૨૩મું.



## નનામી ચિઠ્ઠી.



નવ્યાબ્જિનીના બંગલેથી જ્યારે લાલબિહારી નિકળ્યો, ત્યારે બહુ સમય થઇ ગયો હતો. તેણે ઘેર જવું, કે અનંતને ત્યાં, એનો નિર્ણય કરવામાં અડધોક કલાક લીધો, અને છેવટે અનંતને ત્યાં જવાના નિશ્ચય પર આવ્યો.

ત્યાં જઇ જોયું, તો મધુરબાળા આક્રંદ કરી રહી હતી, અને રસોઇયણ તેને સમજાવતી હતી, એમ માલમ પડયું. એને જોઇ રસોઇયણે કહ્યું, "સારૂં થયું, તમે આવ્યા તો. આજે પ્રભાતથી એણે રડારોળ માંડયું છે, તે મુકતીજ નથી. ઉઠીને રડ્યા સિવાય અન્ય કાંઇજ એણે કર્યું નથી. એ કહે છે કે "મોટાભાઈ (અનંત) પર બહુ મોટું સંકટ આવ્યું છે, અને એનું મૂખ હવે નજરે નહિ પડે." મેં બહુ સમજાવ્યું, પણ માનતીજ નથી. હવે કરવું શું?"

"પણ અનંતરાય પર કંઈ સંકટ આવ્યું છે, એમ લાગવાનું કારણ?" લાલબિહારી "કંઇ બોલવું તો જોઇએજ" એ હેતુથી બોલ્યો.

"હું તેજ પૂછું છું." રસોઇયણે કહ્યું. "પણ એ જવાબજ ક્યાં દે છે! ગઇ કાલે રાત્રે ઘેર ન આવ્યા, તેમાં શું થયું? એ તો રોજ એમ કરે છે. પેલી કોઇ ચિઠ્ઠી આવી છે, ત્યારથી તો એ બહુજ ગભરાય છે."

"ચિઠ્ઠી?" સાશ્ચર્ય બિહારી બોલી ઉઠયો.

ચિઠ્ઠીની વાત નિકળતાંજ મધુરબાળા બોલી, "લાલબિહારી, ખરૂં કહો. મોટાભાઇ ક્યાં છે? તમે સવારથી ક્યાં હતા?"

બિહારી ગભરાયો, પણ તેણે બનાવટી વાત કહેવાનો નિશ્ચય કર્યો. "તમે એમ કેમ પૂછો છો? હું ઘેરથીજ આવ્યો, ગઇ રાત પછી અનંતરાય મને મળ્યોજ ન હોવાથી મને ખબર હોવાનો સંભવ નથી."

"તમે પણ મને છેતરો છો? છેતરવા ઇચ્છો છો?"

બિહારી ગભરાયો, પણ મૂળ સમારી બોલ્યો, "કેમ તમને એમ કેમ લાગે છે?"

રસોઇયણ સામે સાશંક મુદ્રાએ જોતાં મધુરી બોલી, "કેમ તમે હમણા નવ્વાબિનીને ઘેરથી નહિ આવ્યા ?"

બિહારી સમજી ગયો કે હવે સર્વ કહ્યા વિના છૂટકો નથી. આથી તેણે અંગ્રેજીમાં કહ્યું "ખરી વાત છે. પણ તમને ક્યાંથી ખબર પડી? હવે કહ્યા સિવાય છૂટકો નથી. અનંતરાય ખરેજ સંકટમાં છે. નવ્વાબિની પર એની મુક્તિનો આધાર હોવાથી હું એને મળ્યો આ બાઇના દેખતાં હું બધું કેમ કહી શકું? પણ તમે કેમ જાણ્યું ?"

મધુરીએ તરતજ એક ચિઠ્ઠી કાઢી બિહારીને આપી.

તેમાં શું લખ્યું હશે ? વાંચો વાંચકો !

"તારા બંધુ પર સંકટ—અતિ ગહન—સંકટ આવેલું છે એ જાણીને બિહારી તારા બંધુની ચાકરી લેવા મથે છે અને નવ્વાબિનીને ઘર જઇ બેઠો છે એ તારા પર અને તારા બંધુ પર એનો પ્રેમ ! વાહ ! આવા દોસ્ત કરતાં દુશ્મન સારા."

આ નનામી ચિઠ્ઠી વાંચી બિહારી બહુ સંતપ્ત થયો. તે અક્ષર ઓળખી શક્યો નહિ. તે મધુરીને ટગરટગર નિહાળવા લાગ્યો. મધુરીને થયું કે રસોઇયણ બાઇને બહાર કાઢી એની પાસે બધું જાણી લઉં, પણ લોકનિન્દાથી એ ડરતી. પરપુરૂષ સાથે પોતે એકાંતે વાત

કરે છે એમ બૂમ ઉઠે તે એને ગમ્યું નહિ. આથી અંગ્રેજીમાંજ તેણે કહ્યું, "કાંઇ હરકત નહિ. અંગ્રેજીમાં કહો. આવે પ્રસંગે એ અહિં હોય તેજ સારું. હું ગાંડી જેવી થઇ ગઇ છું, અને તમે ન આવ્યા હોત, તો હું મારી ગવર્નેસની એડવાઇઝ લેતે."

બિહારીએ અંગ્રેજીમાં કહ્યું, હું વખતસર આવ્યો તે ઠીક થયું. આ વાત ગુપ્ત રાખવા જેવી છે. નહિ તો પોલીસમાં વરદી આપત."

મધુરી—(અંગ્રેજીમાં) "પણ અનંતરાય ક્યાં છે."

"લાલ—"( „ )" કોઈ ભૂલને લીધે એને ગઇ રાત્રે કેદમાં નાંખ્યો છે." રસોઇયણ સામે હોવાનું ભાન ન રહેવાથી મધુરી બરાડી ઉઠી "મારો ભાઇ જેલમાં છે? જેલમાં?" બિચારી રસોઇયણ જેલમાં કશું સમજી નહિ. પછી સ્વસ્થ થઈ એણે અંગ્રેજીમાં પૂછ્યું "પણ એણે એવો શું ગુન્હો કર્યો છે?"

"નહિ પૂછ્યું હોત તો ઠીક. મને કહેતાં ય શરમ આવે છે કે એને એક સ્ત્રીના ખૂન અને ચોરી—"

રડતી રડતી મધુરી ગુજરાતીમાંજ બોલી ઉઠી "અને તે તમે અત્યાર સુધી છૂપાવી રાખ્યું."

લાલબિહારીએ અંગ્રેજીમાં ચલાવ્યું "મને એમ લાગ્યું હતું કે સવારે એને છોડી દેશે અને તમને કશાની ય ખબર નહિ પડે, પરંતુ તેમ થયું નહિ. છતાં હું સોગંદ ખાઇને કહું છું કે આજકાલ પોલીસની ભૂલ પકડતાંજ એ છૂટશે; અને ભૂલ પકડાઈ છે એમ મને ખબર પડી છે. જે માણસનો માલ ચોરવાનો આરોપ છે તે માણસની સાક્ષી લેવાની છે."

"કોનો માલ?"

"નવ્વાબિનીનો. અનંતને છોડાવવા એને ઘેર હું ગયો હતો. તે માત્ર એટલુંજ કહેશે કે 'અનંત પર મારો સંપૂર્ણ વિશ્વાસ છે તે કદી ચોરી કરે નહિ' એટલે એ છૂટી જશે એમ કહેવા એણે મને કહ્યું છે"

"પણ એ એમ કહેશે એવું તમને લાગે છે? મને તો નથી લાગતું. અરે! તે તો રાક્ષસી છે રાક્ષસી. તમે ધારતા હશો કે મને ખબર નથી. મને બધી ખબર છે. એ દુષ્ટાએજ મારા ભાઇને ગાંડો બનાવી મુકયો છે. હાલ એની ફજેતી થાય એવું હોવાથી કરશે-કહેશે."

" એની ફજેતીને ગણુકારે ? રામ રામ કરો અને અન્ય કોઇ ઉપાય યોજો અને હવે કદી એને ત્યાં જશો નહિ."

આ અંતિમ શબ્દોમાં કેતો ગૂઢ ભાવ હતો ! પ્રેમીઓનેજ ખબર!

"શું કહો છો ? અનંતને મુકત કરવાને વિનવવા નહિ જાઉં?"

"અને તમે જવાના છો કે ?"

"વાસ્તવિક રીતે મેં વચન આપ્યું છે એટલે જવુંજ જોઇએ. પણ તમે ના કહો છો એટલે–"

"ના. ના. અગત્યનું કામ હોય તો જજો, પણ ભાઇ પર કોના ખૂનનો આરોપ હતો ?"

"મને લાગે છે કે નવ્વાબિનીનાજ, તે એકદમ અદ્રસ્ય થવાથી પણ હવે તો એ ગામથી પાછી ફરી છે એટલે એ આરોપની ઇતિશ્રી થઇ."

"શું અદ્રસ્ય થવાથીજ આરોપ આવ્યો ?"

"ના, વળી બેકબે પરથી એક સ્ત્રીનું શબ મળ્યું. પોલીસને લાગ્યું કે એ ધડ નવ્વાબિનીનુંજ."

"વાહ, એની આંખ બંધ હતી !"

"હવે સ્પષ્ટ કહેવું પડશે કે એ ધડને-શબને માથુંજ નહોતું. અને ફક્ત એક શ્વેત વસ્ત્રથી ઢંકાયલું હતું."

"બહુ જ વિલક્ષણ !" તે બોલી ઉઠી.

"પરંતુ હવે ખૂનનો આરોપ નથી. અને ચોરીનો છે, તે નવ્વાબિનીના એકજ શબ્દથી દૂર થશે. અને તેમ કરાવવા માટે હું ગયો હતો, અને રાત્રે જઇશ."

'આમ ગયા, તેમ ગયા, ત્યારે ખાધું ક્યારે ?'

'વિલ્સનને ઘેર ગયો, ત્યારે જરા નાસ્તો કર્યો હતો.' લાલબિહારીએ કહ્યું, 'અને હવે ઘેર જઇ જમી લઇશ.'

'હવે અહિંજ જમી લ્યો ને.'

મધુરીએ બહુ આગ્રહ કર્યાથી લાલબિહારી જમવા બેસી ગયો. ત્યાં કાંઇ તેને જમવાની નવાઇ ન હતી.

જમ્યા પછી તેણે પેલી નનામી ચિઠ્ઠીનો વિચાર માંડયો, પણ તે કોણે લખી હશે, તે એ કળી શકયો નહિ.

એવામાં સંધ્યાનો સમય થયાથી, તે પોતાના ક્ષુબ્ધ ચિત્તને શાંત કરવાના હેતુથી એકબે પર ફરવા ગયો.



## પ્રકરણ ૨૪મું.

### રાસ્કલ! ગધ્ધો!

લાલબિહારી અને મધુરી જમતા હતા, ત્યારેજ એક યુરોપીઅને નવાબ સાહેબ મિરજાફરઅલિખાનના બંગલામાં પ્રવેશ કર્યો. યુરોપીઅન એટલે પૂછવુંજ શું? એની મુલાકાત લેવીજ પડે. નવાબ સાહેબ પોતાની મોટી ગાડીમાં બેસી બ્હાર જવાના વિચારમાં હતો. યુરોપીઅને તેને સલામ ભરી કહ્યું, "હું પોલીસ ઓફીસર છું. આપના બેગમ સાહિબાની દાસી ગુલનારના શબને ઓળખાવવાનું છે, તેથી આપે મારી સાથે આવવું પડશે."

નવાબના અત્યાર સુધીના વર્તનથી જણાયુંજ હશે, કે તે બહુજ ભોળો માણસ હતો. તેણે તરત કહ્યું, "ચાલો, મારી ગાડી તૈયાર છે."

બંને ગાડીમાં બેઠા, કોચમેનને તે સાહેબે કાંઇ કહ્યું, એટલે ગાડી ચાલવા લાગી. ગ્રાંટરોડને રસ્તે એક થીએટર આગળ લંડનબાર પાસેની સફેદ ગલીમાં તે પેઠી, અને એક નાનકડા ઘર આગળ ઉભી રહી. નવાબે પૂછ્યું, "આ ઘરમાં જવાનું છે?"

વિલ્સને કહ્યું, "હા, નામદાર!"

ઉભય ઉતરીને અંદર ગયા. વિલ્સને એક પડદો ખસેડ્યો, અને કહ્યું, 'જૂઓ.' નવાબે જોયું, કે એક બહુજ મોટા ટેબલ પર વસ્ત્રથી આચ્છાદિત શબ જેવું કાંઇક પડેલું હતું. વિલ્સન નવાબના મૂખ સામે નિહાળી રહ્યા.

પણ નવાબની મુદ્રામાં કાંઈ ફેર પડયો નહિ. નવાબે કહ્યું " આ મુડદાખાનું Morgue છે કે શું? અહિંજ ખૂન થયેલા કે અગત્સના મુડદા રાખવામાં આવતા હશે. "

" આપે એમ કેમ ધાર્યું ? "

" કેમ આટલો તર્ક નહિ થાય ?" નવાબે મોં મલકાવ્યું.

" આપને અહિં લાવવાનું કારણ સમજ્યા ? "

" હા ગુલનારનું શબ ઓળખવા. અને તેને અગત્યનું કામ જાણીનેજ હું જલદી આવ્યો છું. આ તેનુંજ શબ છે કે ? "

" મારી ખાત્રી ન હોવાથી તો તમને બોલાવ્યા. "

" ખાત્રી કરવા તો ચાકર પણ આવતે "

" પણ ચાકરને તો ન્હેરોજ ખબર. અને પણ આ જુઓ તો ખરા " એમ કહી તેણે પેલું કપડું ખેંચી લીધું.

એ દૃશ્ય જોતાંજ નવાબ પાછળ હઠયો સફેદ થઈ ગયો " શિર કાપીને મારી ! કેવું ભયંકર કૃત્ય ? " તે બબડયો,

" એજ કે ગુલનાર ? બ્હીક ન લાગે તો પાસે જઇ જુઓ. "

" બ્હીક ? આ ક્રૂર દેખાવ જોઇ ચિત્ત જરા અસ્વસ્થ થયું છે. બાકી ભય કાંઇ નથી, ગુલનારની ખાંધ એ તલ છે. "

" જુઓ, આ રહ્યા વિલ્સને કહ્યું."

નવાબ પાસે ગયો અને જોઇને બોલ્યો. " ખરેજ આ મેંદીજ કહી આપે છે, એજ ગુલનાર. મારી ખાત્રી છે. "

" ઠીક હવે આ પાસેની ઓરડીમાં આવો "

બંને ગયા. બે ખુરસી હતી તેમાં દરેક એક એક પર બેઠા.

" કોઇ કાગળ પર સહી લેવાની છે ? "

" ના, કાંઇ પૂછવાનું છે. "

" પુછો, હું જવાબ આપીશ. પણ મનેજ પૂછવા દો. બોલો ગુલનારનું ખૂન થયું છે ? "

" હા. બહુ ચમત્કારિક રીતે. તલ્વારથી માથું કાપી વસ્ત્રો કાઢી લીધા, અને ધડ પોટલામાં ઘાલ્યું. એ પોટલું એકએ આગળ, ગયા શનિવારની રાત્રે અગિઆરેક વાગે જડયું. "

" હું ધારૂં છું કે ખૂની કોણ છે તેની તમને ખબર નથી. ગુન્હેગાર નથી સાંપડયો ? "

" પકડયો નથી. પણ તેના પર સખત નજર છે. આપના નોકરોમાંથી જ કોઈ બેએ ખન કર્યું છે, એમ—"

"કોણ બે ?"

"સિદી કોચમેન અને સાઇસ"

"એ મારા નોકર નથી. બીબી સાહેબની તહેનાતમાં છે."

"એટલે એમના કહેવાથી ખૂન કર્યું એમ તમે કહો છો ?"

"છટ છટ" સક્રોધ નવાબે કહ્યું, "ગુલનાર બીબી સાહેબની માનીતી દાસી ! એનો એ શા માટે પ્રાણ લે ? પણ પેલા બે મહા ઠગ છે. દ્રવ્ય લોભથી અથવા દ્વેષથી એમણે ખૂન કર્યું હશે. હં. પણ તેના પર શક છે તો તેને પકડયા કેમ નહિ ?"

"પણ એને પકડયા પૂર્વે આપને પૂછવું મેં યોગ્ય ધાર્યું"

"મને શું પૂછવાનું ? મારો શો સંબંધ ? ખુશીથી પકડો."

"વારૂ, ગયા શનિવારે બીબી સાહેબની ગાડીમાં આપ બ્હાર—"

નવાબે તેને અટકાવી કહ્યું "કોણે કહ્યું એવું ? હં ! પેલો ગફુરખાં ડિટેકટવ હોવો જોઇયે એમ લાગે છે. આજે સવારે મહેરન આવી ત્યારે એ હતો. મહેરને એજ વાત કાઢી હતી. હં ! હું કદી બહાર જતો નથી, ને જાઉં છું તોય નોંધ પોથીમાં લખતો નથી હા. ભલું

યાદ આવ્યું. કે તે દિને નવાબ અલ્લીબિલ્લીખાંને ત્યાં ઉત્તર હિંદની નવી રંડીનો નાચ હતો ત્યાં ગયો હતો. બહુ મોટા માણસો હાજર હતા."

"હરકત નહિ. એકની સાક્ષી હશે તો ચાલશે."

"સાક્ષી? ત્યારે તમને મારા પર શક આવે છે?" નવાબ હસતાં હસતાં બોલ્યો. "મેંજ તેમને ખૂન કરવા રોક્યા એમ આપને લાગતું હશે, અથવા મેંજ ખૂન કર્યું એમ લાગતું હશે"

વિલ્સને ડોકું ધુણાવ્યું.

"મેં ફક્ત આજ્ઞા કરી એમ તમને લાગતું હોય તો હું ક્યાં હતો તે જાણીને શું કામ છે? ખૂનનો હુકમ કરી હું ગમે ત્યાં જાઉં"

આ સંભાષણ એવું શાન્ત થયું કે વિલ્સનને લાગ્યું કે નવાબ ખૂની હોઇ શકેજ નહિ. અને પાછી કાંઇ ભૂલ થઇ છે. ગણપતિરામે સર્વ કહેવાથી એની પ્રથમ તો ખાત્રી થઇ, પણ હમણાં નવાબનું તદ્દન શુદ્ધ અને સરળ—નિર્દોષતાની સાક્ષાત્ પ્રતીતિ કરાવતું—વર્તન નીરખી એ જરા ગભરાયો.

"કેવો ગાંડો સંશય! ગુલનારને મારવામાં મારો શો હેતુ? અને તે બહુ ગરીબડી હતી. વળી કહેતાં સંકોચ આવે છે કે હું એના પર મોહિત હતો. બીબી સાહેબની તો તે જીગર જાન! એટલું ખરૂં કે નોકરો એની ઇર્ષા કરતા."

એમ કહી એણે, 'કાયમેન સાઇસને પકડવામાં આડે નહિ આવું' અને હમણાં બંગલે જઇ કોલાહલ નહિ મચાવું" એમ કબુલાત આપી. વિલ્સને તેને જવા રજા આપી.

પછી તે બબડયો. "આ ગણપતિ જેવો ગધ્ધો મેં ત્રિભુવનમાં ય જોયો નથી. એ ન હોત તો મેં ક્યારના ખૂનીને પકડયા હોત. રાસ્કલ! ગધ્ધો!"

# પ્રકરણ ૨૫ મું.

## પુનઃ

પ્રથમથી વિચાર કર્યા પ્રમાણે થોડો સમય એકબે પર ગાળ્યા પછી બિહારી નવ્વાબિનીને બંગલે જવા નીકળ્યો. અને થોડી વારમાં ત્યાં જઇ પહોંચ્યો.

તે પ્રવેશ કરવાની અણી પર હતો એટલામાં અનંતરાયના ઘરના ચાકરે એને બુમ પાડી. તેને ત્યાં જોઈ લાલબિહારી બહુજ ચકિત થયો, પરંતુ જયારે કારણ જાણ્યું ત્યારે શાંત થયો. તે મધુરીએ આપેલ એક મહત્ત્વનો પત્ર લઇ ત્યાં ઉભો હતો. એ પત્ર બિહારીને, નવ્વાબિનીને મળ્યા પૂર્વે મળવોજ જોઇયે. વિચારપૂર્વક મધુરીએ નોકરને ત્યાંજ મોકલ્યો.

પત્ર આપી નોકર ગયો. બિહારીને લાગ્યું કે ઉપર પત્ર વાંચી શકાશે નહિ તેથી ત્યાંજ વાંચવા માંડયું. ૧ પાકીટ અને ૧ પત્ર એમ બે છૂટા છૂટા હતા. પત્ર તરતજ તેણે વાંચ્યો.

"તમે ગયા પછી મેં મારી ટપાલ જોઇ તો તેમાં એક ઉપયોગી પત્ર, મ્હારી સહીયર મેં તમને મોકલ્યો છે. નવ્વાબિની ના પાડે તો ગયા શનિવારે રાત્રે એ કયાં ગઇ તે પૂછજો અને યોગ્ય ઉત્તર મળતાજ સાથે ના પત્રની શેરો કરેલી લાઇન વાંચી સંભળાવી ઉત્તર માગજો

લી. મધુરી.

આ વાંચી તેણે પાકીટ ફોડયું પણ એટલામાં એક નોકરે આવી કહ્યું "બાઇ સાહેબ બોલાવે છે." તરત તે ઉપર ગયો.

તેને જોતાંજ નવ્વાબિની બોલી "હું કયારની તમારી વાટ જોઉં છું, આજે હું બ્હાર જવાની છું"

"ઠીક છે. પણ અનંતને છોડાવવા તમે શું કર્યું ?"

"કરે શું ? તમારા ગયા પછી એ વાત મને યાદજ આવી નથી તમને એ મૂર્ખની દયા કેમ આવે છે ?"

મને લાગતું હતું કે સંકટને સમયે તમે એને સહાય કરશો ખરેખરી વાત કહેવાને તમને શું હરકત છે? સવારે તો તમે—"

"તું અહિં અત્યારે આવે એ હેતુથી, એ આશાથી મેં તને છેતર્યો, અત્યાર સુધી 'તમે' ને હવે 'તું' જોઇને બિહારીને આશ્ચર્ય લાગ્યું પરંતુ તેને ગરજ હતી. એટલે તે બોલ્યો. "શું ? તમારો એવો હેતુ છે ? જેનો અત્યાર સુધી તમે નાશ કર્યો, તે મનુષ્યને ભયંકર સંકટમાં મૂકી તમે મુંબઇ ત્યજશો ધ્યાન રાખો. હું તમને નહિ જવા દઉં."

મહેરન તેને ટક ટક નિહાળવા લાગી; અને પછી તેણે મોં મલકાવ્યું, અંતે સ્મિત કરી તે બોલી "અહાહા ! મર્દ આવો હોવો જોઇએ. એ અનંતમાં આટલી દૃઢતા, આવું શૌર્ય હોત, તો હું તેને મ્હાનું છોડી ન દેત—બોલ શું કરૂં ? પોલિસને કહું કે મેંજ અનંતને નોટ લેવા કહ્યું હતું ? બીજું તું જે કહેશે તે કરીશ."

"જુઠું બોલવામાં તમને કાંઇજ લાગતું નથી. પણ પત્ર લખવા કરતાં સાહેબને જાતે મળશો તો—"

"સાહેબને મળું ? તોબાહ, તોબાહ, હું ઝનાનખાનાની બેગમ હું કેવી રીતે સાહેબને મળું" વળી અત્યારે હું જવાની એટલે વખત ક્યાંથી ?

આ સાંભળી બિહારી મનમાંજ હસ્યો ને બોલ્યો " ગાડી ઘોડે આખું ગામ ખૂંદી વળે અને સાહેબને મળવા ઝનાનો આડે આવ્યો ! વિચિત્ર વિશ્વ ! "

પરન્તુ આગ્રહ કરે તો શિકાર છટકે તેથી તે બોલ્યો " ત્યારે પત્ર લખવા તમે તૈયાર છો ? "

" હા. એક શરતે અહીં મારી પાસે આવીને કોચ પર બેસો એટલે બરાબર કહું."

લાલબિહારીએ ધ્યાન આપ્યું "હું અહિંથી સાંભળી શકીશ પહેલાં તમે કબુલ હતા હવે ફરી જાઓ છો. તમારા મનમાં શું છે ? બોલો હું શું કરું તો તમે પત્ર લખીને અનંતને છોડવો ?"

"આટલુંજ કે તમારે મારી સાથે નાસી આવવું. ના કહીશ નહિ તું શું કહેશે તેની મને ખબર છે. એના કરતાં તારા પર મારો ઘણો પ્રેમ છે તને ખરું કહું છું. મારે આજે જવુંજ જોઇએ."

"શા માટે ? પોલીસ પકડે એવી બીતિ છે ?"

'પોલીસની બ્હીક ? અને મને ? શા માટે ? મેં શું કર્યું છે ? હું કાંઇ અનંતની સાથીદાર ન્હોતી. એણે નોટ ચોરી તે મારી હતી, તેથી જેની ચોરી થઇ હોય તેને બી પકડે કે !'

"અને હું તમારો ગુન્હો સાબીત કરું તો ?"

"જોઉં, બોલો, શું તમારી અકકલ ચાલે છે ?"

"તમે પોતે અથવા ચાકરોને કહીને ખન-ગુલનારનું-કર્યું કે કરાવ્યું એવું તમારા પર સાબિત—"

"વાહ ! વાહ !" ખડખડ હસતાં મેડેરેન્ બોલી "ખૂબ કરી તમને કોણે એવું કહ્યું ?"

"કહે કોણ ? મારો પોતાનો તર્ક છે."

"ખૂબ કરી ! બહુજ ખરો તર્ક કર્યો. તું અને પોલીસ કર્યા કરો તર્ક, પણ હું તો આજ જવાનીજ."

ઠીક છે, "પત્ર લખોની એટલે થયું."

હું નહિ લખું."

"અનંત નિર્દોષ છે એમ તમે નથી લખતા ?"

હું કાંઇ જુદુંજ કરીશ. થોડા દિનમાં પોલિસ પર પત્ર આવશે કે મેં મારા કારભારીની પ્રમાણિકતા અજમાવવા મૂકી હતી જે તેણે લીધી"

બિહારી સાંભળી શકયો નહિ. સંતપ્ત થઇ તે બોલ્યો "હું શપથ પુરઃસર કહું છું કે "હું તમને ગામ નહિ જવા દઉં, અને ગુણનારના ખૂન માટે પકડાવીશ."

"વાહ ! વાહ !" નગ્નાબિની વિચિત્ર રીતે હસી. "કેવું ઉદાર અને સભ્યતા ભર્યું કૃત્ય !"

"હું હમણાંજ કમિશ્નર કે વિલ્સનને વર્દી આપું છું. જાઉંજ છું."

"ઠીક છે, જરા વિચાર કર. તું મારા બંગલામાં છે જરા નજર ફેરવીશ તો તું આવતી કાલનો સૂર્ય ન જોઈ શકે."

બિહારી આ સાંભળતાંજ જરા ચમકયો. તેની સામે યૌવનભરી આ મનુષ્ય બેઠું હતું. તેના કથનમાં સત્યાંશ છે એમ તે જાણતો હતો છતાં બાહ્યતઃ કાંઇ ન બતાવતો બોલ્યો; "ઠીક છે. આ બ્રિટિશ રાજ્ય છે, મુગલાઇ નથી. નહિ ડરું એવી ધમકીથી."

"વારૂ, વારૂ. મારે એવું કરવું નથી. નહિ તો અતાકુલ, પણ તને વિચાર નથી આવતો કે મારી વ્હાલામાં વ્હાલી દાસીને હું મારૂં એમ સિધ્ધજ કેમ થાય? હું ધારૂં છું કે તે જીવતી છે. પેલું ઘડ એનુંજ કેમ?

"એક પોટલામાં ઘાલી, તારોજ નોકર એ શબ બેકએ પર લઇ ગયો હતો એમ પોલીસ જાણે છે. એકાદને પકડાવ્યો કે થયું."

"મારો નોકર? તું શું કહે છે? કોચમેન સાઇસને તો મેં કાઢી મૂકયા. તે રાત્રે મને બ્હાર જતાં અડચણ પડી ને કશે દારૂ પી પડયા હશે. તે એમની ગાડીમાં જવું પડયું.

"અનંત નિરાશ થઇ અહિંથી ગયો ને..."

"હા. ઠીક યાદ આવ્યું. તે દિને જવા પૂર્વે મેં એક પત્ર કોને આપવા ગુલનારને આપ્યો હતો. તે પત્ર આપતાંજ તેનું ખૂન અનંતે કર્યું હશે. સંભવિત છે કારણ પત્ર––"

આ સાંભળી બિહારી ગભરાયો. આ વળી નવુંજ સંકટ ઉભું થયું. આ પિશાચિની સ્વરક્ષણાર્થે કોઇનો યે ભોગ કરવા ચૂકશે નહિ એમ તે સમજ્યો. નવાબિની તેને નિહાળી રહી હતી તે હવે બોલી, "જો બરાબર વિચાર કર. તું પોલીસ પાસે જવાનો હોય તો હું તો અહિંથી જવાજ નહિ દઉં. હવે તો ગાડી ચૂકીશ કે શું? જા હવે પુરૂં થયું."

"મારા કહ્યા પ્રમાણે પત્ર લખી આપો છો?"

"કાલત્રયે ન બને.



# પ્રકરણ ૨૬ મું.



## સપડાઇ!



લાલબિહારીએ દાંત પીસ્યા. એટલામાં એને મધુરીવાળો પત્ર યાદ આવ્યો. બીજો ઉપાય ન જણાવાથી એ અજમાવવો તેને યોગ્ય લાગ્યો. પરંતુ પ્રથમ પોતે પત્ર વાંચવો એમ તેને લાગ્યું. આથી થુંકવાને બ્હાને બારી આગળ ગયો અને મોં લુંછવા રુમાલ અને સાથે પત્ર કાઢી, મહેરન તરફ પીઠ કરી, પેલી નિશાનીવાળી લાઇનો જોઇ લીધી. કર્મધર્મ સંયોગે એજ વખતે એક નોકર 'ગાડી ક્યારે જોડું?' એમ પૂછવા આવ્યો, એટલે બિહારીને બહુ અડચણ નડી નહિ. પોતાનું કામ થયાથી મોં લુછવાનો ઢોંગ કરતો તે પોતાની જગાએ આવી બેઠો. અને જાણે સાહજીકજ પુછવા લાગ્યો, 'વારુ. હું અનંતનું નામ નહિ દઉં. પણ મને ફક્ત કહેશો, કે તે જીવલેણ દુષ્ટ દહાડે તમે કયે ગામ હતા?'

"જીવલેણ ને દુષ્ટ? અનંતને, મને નહિ. પ્રથમ તો હું મારો બંગલો વાંદરે છે, ત્યાં ગઇ, અને દહાડો ત્યાં રહી, બારોબાર પુને ગઇ. ત્યાં મેલેરીયા ચાલતો હોવાથી એક બે દહાડા રહી, વળી માથેરાન ગઇ. મને પૂછનાર કોણ? પણ તારા પર મારો નિઃસીમ પ્રેમ હોવાથી કહું છું. હું તો અનંતને સાથે લેત, પણ એ આવ્યો નહિ."

"પણ મને લાગે છે કે તમે પુનાથી અહીં આવ્યાં."

"ના. પુને મેલેરિયા ચાલતો હોવાથી બીજીજ રાત્રે હું માથેરાન ગઇ, અને ત્યાંથી અહિં આવી. ચાલ જલ્દી કર, મને મોડું થાય

"વારૂ. પુને શા માટે ગયા હતા, તે કહું ? ગુલનારના માથાની વ્યવસ્થા કરવા."

નવ્વાબિની જરા ફીક્કી પડી: તેનું મોં શ્વેત થઇ ગયું. તે મહા ભીષણ સ્વરે બરાડી. 'તું ગાંડા તો નથી થયો?'

'સાંભળો, એક જાણુનો પુનાથી આવેલો પત્ર વાંચી સંભળાવું.' એમ કહી બિહારી વાંચવા લાગ્યો.

'અહિં એક બહુજ ભયંકર બનાવ બન્યો છે, જે જરા વિચિત્ર હોવાને લીધે લખીશ. બંડ ગાર્ડન આગળ એકાદ કોળી પોતાની જાળ કાઢતો હશે, તો તેમાં એક બહુજ સુંદર ચોરસ પેટી નીકળી. ઉઘાડી જોતાં તેમાંથી એક તરૂણ યૌવનાનું શિર નીકળ્યું. કેટલું ભયંકર કૃત્ય! બાઇને કોઇએ ઓળખી નથી. નાકમાંના એક અલંકારને લીધે તે યવન છે, એમ જણાયું છે. તપાસ ચાલે છે.'

નવ્વાબિની બરાબર કાન દઈ સાંભળતી હતી. અટક્યાંજ બિહારી શું બોલે છે તે સાંભળવાની વાટ તે જોતી હતી.

"આવ્યું લક્ષ્યમાં ? હવે તમારે મને 'દયા કરી છોડાવ' એમ કહેવાનો પ્રસંગ આવ્યો છે."

"કેમ ? આ નજીવા ચિંથરામાં એ લાઇન વસડી છે તેથી ? એમાં મારો શો સમ્બન્ધ ? "

"હું તો ગમે તે બોલું પણ વિલ્સન સાહેબ બોલે તે પર આધાર છે. પુનાવાળું શિર ગુલનારનું છે એમ સિદ્ધ કરતાં વાર નહિ લાગે. તમે પુના જઇ તમારા બંડ ગાર્ડન સામેના બંગલામાં રહ્યાં હતાં તે નક્કી છે. એકાદ બંગલા પરના નોકરને દબાવ્યો કે થયું. તમે રાત્રે નદી પર ગયા હતા એમ એ લોકોની સાક્ષી સિદ્ધ કરશે."

"બોલ, હું શું કરૂં તો મને જવા દે?"

"પ્રથમ ગુનાહનું કબુલ પત્રક લખવું પડશે.

"ઠીક. મારી દાસી ગુલનારને મારી–મારા ગુપ્ત કાર્યોની ચાડી ખાવા માટે મેં મરણની શિક્ષા કરી."

"ચાડી માટે? કોની સમક્ષ?"

"એટલે? મારા શોહર આગળ."

"પણ તમે નવાબ સાહેબની દરકાર ક્યાં કરો છો?

"તેથી? એણે શા માટે વચ્ચે પડવું! જેના પર મારો પૂર્ણ વિશ્વાસ તે જો વિશ્વાસઘાત કરે તો હું જોઇ રહું! ર–એ મારા પત્રો પણ બતાવ્યા. એ ન સમજે એવા હેતુથી અહિં આવી હું ગુજરાતી શીખી. ગુલનારને એ સજા યોગ્ય હતી અને તેણે મૂકપણે સહી. તેમાં સરકારને શું?"

એ રાક્ષસીના આ શબ્દો સાંભળી બિહારીના રોમાંચ ખડા થઇ ગયા. એની ક્રુર મુદ્રા જોઇ તે દિગમૂઢ થયો. સ્ત્રીજાત કેટલી શુદ્ધ સરળ સાત્વિક! પરંતુ વૃંદાવનમાં યે કંટકવૃક્ષો હોય છે."

"મેજીસ્ટ્રેટ પૂછે તો આવો જવાબ દેશો કે?"

"એવો પ્રશ્ન પૂછાય ત્યાં સુધી જીવું જ કેમ? મારી પાસે એવું તો કાતિલ વિષ છે કે એક બિંદુએ હું ઢગલો થઇ પડું. પોલીસ આવે ત્યારે હું પ્રાણ છોડું પણ સાથેજ 'અનંતે ગુલનારને મારવામાં મદદ કરી' એમ કહેવા ચૂકું નહિ."

બિહારી ભાન ભૂલી તેના પર ધસવા જતો હતો પણ શુદ્ધિમાં આવવાથી અટક્યો. તે બોલ્યો. "લખી આપો છો કે નહિ? બોલો."

"અનંત નિર્દોષ છે એમ લખવાથી જવા દેશો ને?"

"નહિ. ગુન્હાની સાબિતીનો પત્ર લખવો પડશે. કદાચ પાછળથી પત્ર લખી અનંતને ફસાવો, માટે બરાબર લખવો પડશે. હવે નહિ ચાલે."

"પણ એ કબુલપત્રકનો મને પકડવામાં ઉપયોગ ન થાય તેની શું ખાત્રી ?"

"મારૂં વચન—હું પ્રાણ જતાં ય વચનભંગ નહિ કરૂં."

તેણે એક હાસ્ય કર્યું. તે શેતાની હાસ્ય હતું ! પછી તેના ડોળા ઉંચા ચઢ્યા. તે બબડી "હા ! મર્દ આવો હોવો જોઇએ. પ્રથમથી મને મળ્યો હોત તો મેં એને માટે શું ન કર્યું હોત ?"

બિહારીએ લખાવતાંજ તેણે લખ્યું.

"મુંબઇ છોડતી વખતે મને ખબર મળીછે કે મારા કારભારી અનંત પર મારી ૫૦૦૦૦ ની નોટ ચોરવાનો આરોપ મુકી તેને પકડ્યો છે પણ તે ખોટું છે. મારો તેના પર પૂર્ણ વિશ્વાસ છે. તેણે એ નોટ મને આપવાનેજ લીધી. માટે એ નોટ—"

"મોં ઉંચું કરી તેણે પૂછ્યું "આ નોટ માટે શું લખું ?"

"બેંકમાં મોકલાવશો ને ? શું કરશો ?"

"હું અનંતને ભેટ આપીશ. બિચારાએ બહુ ખમ્યું."

"માટે એ નોટ અનંતનેજ ભેટ આપજો. અને એને છોડજો.

લિ. મહેર–ઉન–નિસા.

અમલગઢની નવ્વાબિની

તે પછી નીચે ઉર્દુમાં સહી કરાવી ઘડી વાળી બિહારીએ ગજવામાં મુક્યો.

"એ પત્ર પોલીસને મોકલજે. ત્યારે તો હું એવે સ્થળે પ્હોંચીશ કે—"

"પેલા બે સાથીદાર ક્યાં ગયા છે ?"

"તેની હવે ફીકર નહિ તે હવે બ્રિટિશ રાજ્ય બહાર ગયા છે.

"ઠીક છે. હવે બીજો લખો." એમ કહી બિહારીએ બીજો પત્ર લખાવ્યો.

" હું અમલગઢની નવ્વાબિની, પોતાની રાજીખુશીથી અક્કલ હુશિઆરીથી મારા પાપનું કબુલપત્રક લખી આપું છું કે મારી દાસીના પ્રાણ લેવાથી મને કોઇ ન પૂછે એવી સમજથી મેં ગુલનારનું ખૂન કરાવ્યું, જેનું ધડ મુંબઇમાં અને માથું પુનામાં જડયું છે. જે ગૃહસ્થની પાસે આ હોય તે આ પત્રનો ગમે તે ઉપયોગ કરી શકશે. ફક્ત વેર લેવા જો હું અનંત પર કોઇ આરોપ મૂકું તોજ આ ગૃહસ્થ આ પત્ર પોલીસને બતાવે. અનંત સર્વથા નિર્દોષ છે."

" એની નીચે સહી કરો. "

તેમ કરવાથી તે પત્ર પણ બિહારીના ગજવામાં પડયો.

" ઠીક હવે હું જાઇશ " તે બોલ્યો.

" પણ તારી સ્થિતિ ગુલનાર જેવી હું કરું તો ? યા આત્મ હત્યા આદરું તો ? "

" તે હવે નહિ બને. હવે તમે નાસી જવાની તૈયારી કરો. પુને જવું હોય તો હજી ( ઘડીયાળ કાઢી જોઇ ) બહુજ વખત છે ઉઠો. કરો તૈયારી. "

" ના, ના. તું મારી સાથે આવ. મારો તારા પર પ્રેમ છે. જો મારા હૈયાના હાર ! મારા જીગર! જો મને ના ટળવળાવ, મારી સાથે ચાલ. મારા પૈસાથી આપણે મોજ કરીશું. જો ચાલ વિચાર કર. " એમ તે બોલી પણ બિહારી જરા ય ડગ્યો નહિ, ત્યારે તેને જવા દીધો. પણ વળી પાછી ગાળ તો દીધી, પરંતુ તેની કે કશાનીય દરકાર ન કરતાં બિહારી ચાલતો થયો.



## પ્રત્યેક ગુજરાતીને,

વાંચનનો શોખ કેટલો ઉપયોગી અને વખાણવા લાયક છે તે હવે સારી રીતે જાણીતું છે, પરન્તુ દરેક ચીજને હંમેશાં કાળી અને ધોળી બે બાજુ હોય છે. તે નિયમાનુસાર લોકોમાં આ શોખ વધતો જોઇ સારે માર્ગે વાળવાનો તો કેટલાકે પ્રજાના ભોગે તેમાંથી પોતાનો સ્વાર્થ સાધી લેવાનો પ્રયત્ન કર્યો, અને હલકી વૃત્તિને ઉશ્કેરનારૂં સાહિત્ય પ્રગટ કરીને આ શોખને કેટલે સ્થળે નિંદ્ય બનાવ્યો છે. હાલ બહાર-પડતાં પુસ્તકો મોટા ભાગે વૃત્તિને ઉશ્કેરનારા અને નિર્માલ્ય છે એવી કડવી ફરીયાદો આપણે સાંભળીએ છીએ. સ્ત્રીઓ માટે, બાળકો માટે તેમજ રાષ્ટ્રિય ભાવનાને પોષતા ગ્રંથોની ઉણપ છે. પુસ્તકોની ભાષા માટે ફરીઆદ ચાલુજ છે. સાહિત્યમાં ઉપયોગીતાવાદને સ્થાન અપાવું જોઇએ એવી અમારી મજબુત માન્યતા હોવાથી તેમજ લોકોની આગ્રહભરી ચાલુ માગણીને લઈ "વાંચનના શોખ" ને ઉત્તેજન આપવા તેમજ સારે રસ્તે દોરવા અમે "સાહિત્ય કુંજ ગ્રંથમાળા" ની શરૂઆત કરી છે.

આખી દુનિયામાં હિંદ જેવો ગરીબ દેશ બીજો એક પણ નથી. તેથી પ્રજાને સસ્તામાં સસ્તી કીંમતે વાંચન પુરૂં પાડવા "અઢી રૂપીઆ" ના વાર્ષિક લવાજમમાં બારસે પાનાનું વાચન અમે આપીશું. ગ્રાહક તરીકે દાખલ થવાની પ્રવેશ ફી રાખી નથી. તેમજ પુસ્તકો બહાર પડે ત્યારે અડધી, પોણી કે, એવી કોઈ કિંમત આપવી પડતી નથી બજારમાં અઢી રૂપીયામાં તમને ચારસો પાનાનાંયે પુસ્તકો નહિ

મળી શકે તે વિષે તમારી ઇચ્છા હોય, તો તપાસ કરી જોજો. જાતજાતની વાની પીરસાતી હોય, તો લ્હેજતથી તેનો ઉપયોગ થાય તે સર્વમાન્ય વાત છે, તેમજ એક માણસ નવલકથા, વાર્તા, નાટક, કાવ્ય, જીવનચારિત્ર વગેરે માટે જુદા જુદા લવાજમ ન ભરી શકે તે દીવાની જોત જેવી સ્પષ્ટ વાત હોવાથી અમે એકજ લવાજમમાં વાર્તા, નવલકથા, નાટક, જીવનચરિત્ર, કાવ્ય વગેરે આપીશું. ગુજરાતી ભાષા બોલનાર એકલા હિંદુજ નહિ, પણ મુસલમાન અને પારસી ત્રણે કોમના સાધારણ લખી વાંચી શકતા માણસો સમજી શકે તેવી સારી ઘરગથુ પણ સુંદર અને સચોટ ભાષામાં પુસ્તકો અપાશે. અમુક વર્ગ માટે લખાએલા પુસ્તકો અમે કદી પણ પસંદ કરીશું નહિ. ત્રણે કોમની જરૂરીઆત અને પસંદગી ઉપર ધ્યાન આપી બધાને એક સરખી રીતે ઉપયોગી રહે તેવા પુસ્તકો અમે આપીશું. સારામાં સારા, પણ સ્હેલાઈથી સમજી શકાય તેવા પુસ્તકોના ભાષાન્તરો તેમજ જાણીતા વિદ્વાન લેખકોના સ્વતંત્ર પુસ્તકો અમે આપીશું. નિર્દોષ, ઉપયોગી, સ્ત્રીઓ માટેના તેમજ વર્તમાન સમયને જરૂરી પુસ્તકો આપવા એવો અમે દૃઢ નિશ્ચય કર્યો છે.

પ્રજાની સેવાના આ કાર્યમાં હિંદુ મુસલમાન પારસી બિરાદરો અમને દિલોજાનીથી મદદ કરશે અને ગ્રાહક તરીકે મુબારક નામ નોંધાવશે એમ અમે મજબુત ભલામણ કરીએ છીએ.

ગુજરાતીને માતૃભાષા ગણુતી સઘળી કોમનો નમ્ર સેવક

વ્યવસ્થાપક—સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ—નડીઆદ.

# પ્રકરણ ૨૭ મું



## આનંદ-વાર્તા



બંગલાની બહાર નીકળતાંજ તેના દેહમાં પ્રાણ આવ્યો. તે મેઇલ ટ્રેઇનને વેગે ચાલવાની કોશીશ કરતાં છતાં ગુડસ ટ્રેનને પકડી પાડે એટલે વેગે ચાલતો હશે. મધુરીને તે વાર્તા સંભળાવવાની ઉત્સુકતા, તેને ઘણી વધી હતી.

તે ગીરગામ આગળથી પસાર થતો હતો. એવામાં કોઇકે તેના ખભાપર હાથ મૂકયો. તેની ગતિ આથી મંદ થતાં તે બબડયો; "કોણ છે, સુવ્વર?" પણ પાછું ફરી જુએ તો, અનંતરાય તેને અટકાવતો હતો.

હવે શું બોલવું? બિહારીથી ઉદ્દ્ગાર નીકળી ગયો; "કેમ, તું આખરે છૂટયો કે? અનન્ત!"

"હા. 'એમાં કાંઈ ભૂલ થઇ હતી. તે માફ કરજો' એ વાકય સાથે તેમણે મને મુકત કર્યો. હું ઘેર જઈ આવ્યો. વ્હેને કહ્યું કે તું નવ્વાબિની પાસે ગયો છે. તું મને મળશે એ ઇચ્છાથી હું ત્યાં આવતો હતો."

આખરે બન્ને પાછા વળ્યા અનન્તે પૂછયું;

એ મૂર્ખે મને પકડયા પછી તેં શું કર્યું?"

"કંઇ નહિ. તું કયાં ગયો છે તે કોઇને કળવા ન દીધું. એજ"

"પણ મારી સ્વામિનીને ઘેર જઇ શું કર્યું? તેણે મારે માટે શું કહ્યું?"

"અનન્ત! તું ગાંડો થયો છે કે શું?"

"કેમ ? તેણે અહિં આવી મને છોડાવવા માટે કંઇ પેરવી કરી કે નહિ ?"

"અરે ઘેલા ! છોડવે તો શું ? પણ તારો પ્રાણ લેવા એતો તત્પર થઇ હતી. મેં ધમકી ન દીધી હોત તો એ તને ચોર ઠોકી બેસાડત.........પણ હવે ઘેર જઇને વાત." બન્ને મૂગા ચાલ્યા.

ઘેર જઈ બન્ને-ત્રણે બેઠાં, દિવાનખાનામાં બિહારીએ બાકી રહેલી વાત ઉકેલવાનો વિચાર કર્યો;

"તારા ઉપર ખૂનનો આરોપ હતો ને ?"

"હા. પહેલાં, પણ પછી કોઇ તે વિષે બોલ્યું ન હતું."

"નબ્બાબિની-જેના ખૂન માટે તને પકડયો હતો તે તો જીવતી નીકળી; પણ ગુલનાર-જેનું ખૂન થયું જ છે, તેનાં ખૂનનો આરોપ તારા ઉપર નથી."

અનંત ભડકયો શું ? ગુલનારનું ખૂન ?

"હા જે બંગલામાં તમે બે મળતાં તેમાં થયું છે."

"આ તું શું કહે છે ?"

'એ ગુલનારનું ખૂન માથું કાપીને કરવામાં આવ્યું છે' તે સાંભળી મધુરી ઝટ બોલી ઉઠી. "હા પેલા પત્ર ઉપરથી પણ મને લાગ્યું જ હતું. ગુલનારનાં ધડો પોટલામાં બાંધી એક મનુષ્ય 'બેક-બે'માં ફેંકવા જતો હતો તે ભયથી નાસી ગયો અને પોટલું હાથમાં આવ્યું."

"પણ તે ખૂન કર્યું કોણે ?"

"રાણીના સાહસે આ લીદી કોચમેને એતો બાઇસાહેબનો જ હુકમ" એટલું બોલી બિહારીએ અનંતને પેલા બે કાગળો આપ્યા. વાંચ્યા પછી અનંત બોલ્યો.

"આ ક્યાં લખ્યું છે ?"

"એને બંગલે."

"બંગલા પર પોલીસનો સંશય છે ?"

"તે તો કોણ જાણે." થોડી ક્ષણ શાંતિ પ્રસરી આખરે અનંત બોલ્યો ? "ત્યારે તેં મારા પ્રાણ બચાવ્યો"

"મેં નહિ, એણે બિહારીએ મધુરીને બતાવી તે હસી. અને બોલી. "પણ સર્વ ખટપટ એમણેજ કરી છે."

"કેમ ? પેલો પત્ર સમયાનુસાર આવ્યો ન હોત, તો હું શું કરી શકતે ?"

"હું પણ રમણી બ્હેનનો એ પત્ર આવ્યોજ ન હોત, તો ?"

"ત્યારે કહો, કે રમણી બ્હેને પ્રાણ બચાવ્યો. તેના પત્રથી તમને તમારો ભાઇ, અને મને મિત્ર મળ્યો."

અનંત વિચાર કરતો હતો. હવે તેનાં મૂખ પર તેજ આવ્યું ને બોલી ઉઠ્યો, "વારૂ પણ ખટપટ તો તેંજ કરીને ?"

હા ભાઇ ! હા."

"ત્યારે તને હું એક બક્ષીસ આપું છું."

બિહારી—(તેનો મર્મ સમજતાં) "લાવ ક્યાં છે બક્ષીસ ?"

અનંત—અરે વાહ ! તું બહુ ઉતાવળો વર દેખાય છે ! એ બક્ષીસ તો સારૂં મુહૂર્ત જોઇ વાજતે ગાજતે તને સ્વાધીન કરીશ.

મધુરી—અરે ! એ શું કરે છે ? હું ચાલી જઇશ અહિંથી.

અનંત—કેમ ? મેં તારૂં નામ લીધું ? અને તેમાં શું ? આજે આનંદના દિવસ હોવાથી મશ્કરી ઠઠ્ઠા થવા જોઇએ.

મધુરી—ભાઇ ! હું તારા ઠઠ્ઠાથી બહુ કંટાળી છું.

અનંત—તને લગ્નનો કંટાળો આવ્યો લાગે છે.

લાલ—અરે ! તને તો એવી ટેવજ છે. હું પણ અનંત ! આ રમણગૌરી કોણ છે?

અનંત—આપણને ખબર નથી બાઇ! પૂછો મધુરીને.

મધુરી—એ રમણગૌરી મારી સહાધ્યાયિની, મૈત્રણી છે. અમે બે બહુ ગાઢી મૈત્રિણી છીએ. એ રહે છે તો મુંબઇમાંજ પણ હાલ તેની જરા તબિયત બગડી હોવાથી ત્રણ ચાર દિવસ થયા એનો બાપ એને પુને હવાફેર લઇ ગયો છે. બિચારી બહુ કમનસીબ છે! પિતા બહુ શ્રીમંત છે. તે બંડ ગાર્ડન સામે એક સ્વતંત્ર બંગલો ભાડે લઇ રહ્યા છે. એને પૈસાની ખોટ નથી! એસ્ટેટ પણ ઘણી છે! છોકરો નથી તેથી છોકરીનેજ પરણાવી તેના પતિને ઘરે જમાઇ કરી રાખ્યો હતો.

રમણનો વર બી. એ. માં ભણતો હતો. પણ એકાએક વિષમ જ્વર થવાથી તે આ લોક છોડી સ્વર્ગની યાત્રાએ ઉપડી ગયોછે. હવે શું કરે? પિતાએ નિશ્ચય કર્યો છે કે જો કોઇ વર,—સુશિક્ષિત અને સદ્ગુણી વર—મળે તો એ બાલાનું પુનર્લગ્ન કરી આપી પોતાની થોડી ઘણી એસ્ટેટ આપવી અને થોડી પોતાને માટે રાખવી. બાકીની યુનિવર્સીટીમાં સ્ત્રી વિદ્યાર્થીનીઓને ઇનામો અને સ્કોલરશીપો આપવામાં રોકવી. આ મારી રમણબ્હેનનો ઇતિહાસ. હાલના સુધારકો સંગીન કામ કરતા નથી. નહિ તો એના જેવી સુશિક્ષિત અને સદ્ગુણવતી પત્ની મળવી મુશ્કેલ છે. બિચારી બાળા! હજુ તો સોળ વર્ષનીજ છે. અનંત મને બહુ દયા આવે છે.

ઇત્યાદી આનંદગોષ્ટી કરતાં રાત્રિ વ્યતીત થઇ.



## પ્રકરણ ૨૭ મું.

### ગણુપતિરામનો ઘડોલાડવો.

પોતાને ગૃહે ગણુપતિરામ એકલોજ બેઠો હતો. તેની મુખમુદ્રા પર આનંદની અલૌકિક છટા હતી! તેની આંખોમાં હર્ષનું વિલક્ષણ તેજ ચમકતું હતું.

જેવું ખુન પેરિસ, ફ્રાન્સના પ્રખ્યાત ડિટેકટીવો પકડી શકયા નહતા, તેવા ખુનીને પકડવાથી મને કેટલીક બક્ષીસ મળશે તેની ધારણામાં તો એ પેનું ઘડ બેકમે પર જડયું ત્યારથીજ મચ્યો હતો. હાલ તે દામોદરને કેટલી આપવી અને પોતે કેટલી લેવી તેનો વિચાર કરતો હતો, એવામાં દામોદર તેની સામે આવી ઉભો રહયો.

"આવ બેસ. પણ તું બંગલેથી આવ્યો કે?" ગણુપતિરામે આતુર ચિત્તે પૂછયું.

"ના. હું ઘેરથીજ આવ્યો. હવે નવાબના બંગલા સાથે મને બીલકુલ સંબંધ નથી."

"સંબંધ કેમ છૂટયો? તે મારી આજ્ઞા સિવાય બંગલાનો ત્યાગ કેમ કર્યો?" ગુસ્સાનો આવિર્ભાવ લાવી ગણુપતિરામે પૂછયું.

"હા. સાહેબ, મને કાઢી મૂકયો એટલે હું શું કરૂં?"

"કોણે? નાયકે કાઢયો? નવાબ સાહેબને કેદ પકડયા એટલે ઘરનાં માણસ બહુ મસ્તી કરતા હશે."

"નારે. નવાબ બંગલે છે. તેણેજ મને નાળીએર પકડાવ્યું ને"

"હેં? નવાબ બંગલે પાછો ફર્યો?"

"હા. ઘરમાં પગ મૂકતાંજ મને જોઇ તેણે કહ્યું, "ચલે જાવ. હમ ઇસ દેશકે ચાકર નહિ રખતે. ચલે જાવ, ઇસ જગાસે. એટલે મારે ચાલ્યા આવવું પડયું."

"એ કામ નૂરબાબિબિનું હશે. નવાબ જરા અકકલનો બુઠો છે."

"નહિ. એ બે બપોર પછી મળ્યાજ નથી. કોઇ બીજાનું કામ છે."

"હં પેલા લુચ્ચાઓને પકડયા કે?"

મને ખબર નથી. આજે બપોરથી તેઓ અદ્રશ્ય થઇ ગયા છે.

"કેમ? વિલ્સને પકડયા નથી? એનામાં એટલીય અકકલ હશે કે નહિ?"

આ શબ્દ એના મૂખમાંથી બ્હાર પડયા ન પડયા એટલામાંજ એક સિપાઇએ ઓરડામાં પ્રવેશ કરી કહ્યું. "નીચે વિલ્સન સાહેબ ગાડીમાં બેઠા છે. તમને બોલાવે છે.

"તું જા, હું આવ્યો" ગણુપતિરામે કહ્યું.

સિપાઇ ચાલ્યો ગયો.

ગણુપતિરામ દામોદરને કહેવા લાગ્યો "ઘોટાળો વાળી વળી કાઢશી બોલાવવા આવ્યો છે. એ સાહેબો કંઇજ કામના નથી. જોજેની, હવે કેવી એની ફજેતી ઉડાડું છું? તને પણ મજા દેખડાવતે પણ ખોટું લાગે. પણ હવે જ્યારે આવવું હોય ત્યારે આવજે. હું કામ સુધારી લઇશ."

દામોદર ચાલતો થયો. ગણુપતિરામ જઇને વિલ્સનની ગાડીમાં બેઠા, ગાડીમાં વાતચીત થઇ.

"મને નથી લાગતુ–મને નથી લાગતું, કે એ નવાબડાએ તમને દાદ આપી હોય. એણે હથેલીમાં ચાંદ બતાવ્યો લાગે છે." ગણુપતિરામે કહ્યું.

"અરે, આ કેસમાં તેં સર્જ્ડ ઘોટાળો વાળ્યો છે. નવા શિખાઉ છોકરા કરતાંયે તેં તદ્દન અણુઘટ વર્તન ચલાવ્યું છે. ખોટા ઘોટાળાને શોખનું નામ અપાયું છે–આપ્યું છે અને હજુ સુધી આમ દમામમાં બોલતાં શરમ નથી લાગતી? પ્રથમ એક સભ્ય ગ્રહસ્થને પકડાવ્યા જેને છોડીને હું હમણાંજ ચાલ્યો આવું છું."

"તે એને છોડવાને મેંજ કહ્યું ને?"

"તારા કહેવાથી કાંઇ મેં એને નથી છોડયો. મને પ્રથમથીજ ખબર હતી કે એણે કશું કર્યું નથી. અને, હવે પોતાની આબરૂ

લેવાનો આરોપ મૂકી મારા પર—પોલીસ પર એ ફર્યાદ નહિ માંડે તેજ જોઇયે છીએ. નવાબના કથન પરથી એટલું સ્પષ્ટ જણાયું કે પેલા એ બદમાશોએ ખૂન કર્યું."

"હા. પણ છેવટ સુધી એમને પકડવાની મના કરનાર કોણ હતું ? તેય તુંજ, તેંજ કહ્યું હતું કે હું કહું ત્યારે પકડજો. પણ હવે બન્ને નાશી ગયા."

"એને પકડતાં કેટલી વાર લાગશે ?"

"મારી તો ખાત્રી છે કે તે હવે પકડાવા મુશ્કેલ છે. મેં આજ્ઞા આપી છે, પણ તે નાશી ગયા એટલે શું કરે ? ગાંડી ઘેલી કલ્પના કરી બળતાજ મનુષ્યપર શંકા મૂકી; પણ એ સર્વ ઉલટા આપણને દુઃખદ થઇ પડયા. પ્રથમ અનન્તરાયને તેં સપડાવ્યો. અને પછી નવાબનો વારો આવ્યો ! હવે નવાબિનું નામ લે, એટલે થયું !"

"તેનું નામ લેવામાં હું કંઇ ભૂલ જોતો નથી. મને લાગે છે કે હવે તમે શોધ કરો તો એ પકડાશે નહિ."

—વાતચીતનો અંત આવ્યો. તેઓ પોલીસ કોર્ટ આગળ આવી પહોંચ્યા

"તું જા, હમણાં જોઇએ તો તેની શોધ કરજે. પણ ધ્યાનમાં રાખજે કે હવેથી ડિટેકટીવ સર્વીસને તારી સાથે સંબંધ નથી. તને ડીસમીસ કરવા ઉપરાંત કમિશ્નરની આફીસમાં કલાર્ક તરીકે કામ કરવું પડશે." સાહેબ આટલું બોલી ઉતર્યા અને ચાલવા માંડ્યું.

"એટલું પણ શા માટે જોઇએ ? મને ત્રીસ પાંત્રીસ રૂપીઆ જ્યાં જોઇએ ત્યાંથી મેળવતાં આવડે છે." ગણપતિરામ જવાબમાં બબડયો; "અહિં નહિ તો કોઇ ઠેકાણે દેશી રાજ્યમાં મારી કદર બુઝાશે. ત્યાંજ મારા ગુણોની પરીક્ષા થતી તમે જોશો જો......"

પોતાના શબ્દના ભણકારા પોતાનાજ કર્ણમાં વાગી રહ્યા કારણ સાહેબ તો ક્યારના ઓટલા પર ચઢી ગયા.

# ઉપસંહાર.

હવે થોડુંજ કહેવાનું રહે છે. થોડા વખત પછી એક શુભ મુહૂર્ત જોઇને લાલબિહારી સાથે મધુરબાળાના લગ્ન અનંતે કરી આપ્યા તે કહેવું પડે ખરૂં ?

ગરીબ બિચારો ગણપતિરામ ! આ કેસમાં તેણે છક્કડ ખાવાથી નોકરીમાંથી તેને પાણીચું મળ્યું. પણ થોડાજ વખતમાં એક દેશી રાજ્યમાં સારા પગારે ગોઠવાઇ ગયો. પણ તેમાંયે ફતેહ નહિ મળવાથી તે બિચારાએ વાર્તાઓ લખવાનું અને તેને લગતું એક માસિક કાઢવા માંડયું.

આપણો દામોદર પોતાની ચપળતાથી આગળ વધ્યો અને સારી નામના મેળવી પણ ખાસ જાણવા જેવું તો એ છે કે હવે તે પરણેલ છે !

અનંતરાયે હવે નોકરી પરથી મન ઉતારી નાંખી વેપારમાં ધ્યાન પરોવ્યું છે. મધુરબાળાના આગ્રહથી તેણે રમણીને વિધવાવસ્થામાંથી તારી છે.

નવ્વાબિની તેજ દિવસે ગૂમ થઇ ગઇ હતી. તે કયાં હતી જીવે છે કે મરી ગઇ તેનો પત્તો નથી. જો ઇશ્વરી ઇન્સાફ હોય, અને ખુદાની લાકડીનો કંઇ અવાજ નથી એ સત્યજ હોય, તો તેને છાજતી નસીહત મળીજ હશે.

અનંત–રમણી અને મધુરી–બિહારીના યુગ્મો ખાઇપીને મોઝા કરે છે. હવે મધુરીને થીએટર તે રાત્રિના જેવું ભયંકર લાગતું નથી.

* મરાઠી ઉપરથી.

# ભલામણ પત્ર

**અસહકાર:**—દીપોત્સવી અંક તંત્રી અને પ્રકાશક-કાલિદાસ શેલત લીમડાચોક સુરત. મૂલ્ય ૦-૮-૦

એક સંસ્કારી લેખકના હાથમાં આવતાં કેવું અજબ પરિવર્તન થઇ જાય છે તેનો સચોટ દાખલો ભાઈ કાલિદાસ કૃપાશંકર શેલતે અસહકાર પત્રના ટુંક મુદતના તંત્રી તરીકેના કામથી બતાવ્યું છે આ ખાસ અંક દેશના આગેવાન કાર્યકર્તાઓ અને વિદ્વાનોના લેખો, કાવ્યો અને વાર્તાનું વાંચન પૂરૂં પાડે છે. શ્રી. મસ્ત ફકીરનો "બૈરી અને સાસરીયાનું રાજ્ય" એ નામનો હાસ્ય રસિક લેખ હાલના વાતાવરણમાં બહુજ યોગ્ય વખતે બહાર પડયો છે. આ અંકમાં સુરતના ઉગતા ચિત્રકાર શ્રી. ઠાકોરના ચિત્રો રજુ થાય છે અને અમને જણાવતાં આનંદ થાય છે કે ચાર વર્ષ પહેલાં "પુષ્પહાર" માટે જ્યારે એ ભાઇ ચિત્રો તૈયાર કરતા હતા ત્યારે અમે જે આશાઓ રાખેલી તે આ અંકના ટાઇટલ ઉપરના "જગતના ઉદ્ધારક જેલમાં" ના ભાવવાહી ચિત્રથી અને "કામધેનુ" ના વિરલ પ્રશાંતના ચિત્રો જોઈ કેટલેક અંશે સફળ થએલી જોઇ શકયા છીએ.

**પુરૂષાર્થ:**—માસિક પત્ર તંત્રી-ચંદુલાલ બહેચરલાલ પટેલ સૌરાષ્ટ્ર મુદ્રણાલય રાણપુર. વા. લ. દોઢ રૂપીઓ.

ડેમી આઠ પેજી સાઇઝમાં ચાર ફોર્મમાં સારા કાગળમાં સારી છપાઇ સાથે બહાર પડે છે. ગુજરાત અને કાઠિઆવાડના જૂદા જૂદા વિદ્વાન અને આગેવાનોના લેખો આ માસિકમાં નજરે પડે છે. કાઠિઆવાડ માટે એક સારી ઢબના માસિકની ખોટ હતી તે આ માસિક પુરી પાડી એમ અમે ઇચ્છીએ છીએ.

**ભારતજીવન:**—સંપાદક અને પ્રકાશક-શ્રી. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા; ઠે. દાણાપીઠ નવોવાસ આગલીપોળ અમદાવાદ. લવાજમ ૩-૨-૦.

રામકૃષ્ણ પરમહંસ અને વિવેકાનંદના ભક્તો માટેનું આ ધાર્મિક માસિક ગુજરાતી પ્રજાના સુપરિચિત ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા તરફથી બહાર પડે છે. શ્રી. મહેતાનું નામ એ શું વાંચનારાઓ માટે જેવી તેવી ભલામણ છે ?

**સ્ત્રીસુખ દર્પણ**:—તંત્રી શેઠ દેવચંદ દામજી કુંડલાકર લવા- ૩–૦–૦ ઓફિસ ભાવનગર.

સ્ત્રીઓ માટે એક નિયમિત સારા માસિકની જરૂર છે. વધુ સારા વિવિધતાવાળા લખાણો જો પ્રકટ કરવામાં આવે તો આ માસિક સુંદરી સુબોધ માસિકે જે સ્થાન મેળવ્યું હતું તે ટુંક મુદતમાં મેળવી લે તો નવાઈ નથી.

**દેશી વેપારી ચેમ્બરનું ત્રિમાસિક** ઓરીસર બેંકસ્ટ્રીટ કોટ મુંબઇ જાણીતા વિદ્વાન અને મુંબઇ મ્યુ. તેમજ ધારાસભાના સ્વરાજ્ય પક્ષના સભાસદ શ્રી. જયસુખલાલ મહેતાના આધિપતિપણા હેઠળ પ્રકટ થાયછે.

**નવ ગુજરાત** અઠવાડિક ( મામાની પોળ વડોદરા ) તંત્રી અને પ્રકાશક વકીલ ચીમનલાલ મગનલાલ ડોકટર એમ. એ. એલ. એલ. બી. વા. લ. સ્થાનિક રૂા. ૩ બહારગામ ચાર અને પરદેશ પાંચ છે.

વડોદરા રાજયની પ્રજા માટે એક નિડર રાષ્ટ્રીય પત્રની જરુર હતી અને તે આ પત્ર પુરી પાડો એમ અમે ઇચ્છીએ છીએ.

**તરૂણ રાજસ્થાન (હિંદી)** પ્રવર્તક બી. એસ. ૫ અજમેર (હાલ જેલમાં) વા–લ–૩–૮–૦

દેશી રાજ્ય અને તે સંબંધી જે ચળવળો ચાલે છે તે માહિતિ માટે આ પત્ર હિંદી જાણનાર વાંચનારાઓને વાંચવા ભલામણ કરીએ છીએ દેશી રાજ્યોના પ્રશ્નોની નીડર આલોચના અને રાષ્ટ્રીય કાર્યક્રમનો પ્રચાર આ પત્ર સારી રીતે કરી રહ્યું અમે સંપૂર્ણ ફતેહ ઇચ્છીએ છીએ.

**રાષ્ટ્ર શકિત પખવાડિક** રાજકિય સમાજીક અને નૈતિક પ્રશ્નોને ચર્ચતું આ પખવાડિક પગ કરાંચીથી અમારા મિત્ર ગ્રાહક શ્રી મૂળશંકર જાદવજી વ્યાસ તરફથી બહાર પડે છે વા–લ–માત્ર બે રૂપીઆ છે.

**નવલ પુષ્પ પખવાડિક** તંત્રી અને પ્રકાશક શ્રી૦ રાવજીભાઇ મોતીભાઇ દેસાઈ નડીઆદ વા–લ રૂ.–૩–૦–૦ હિંદ બહાર ૪–૦–૦

આસો સુદ ૧૯૭૯થી આ પખવાડિક માસિકની હમે શરૂ થયું છે અને નિવૃત્તિના સમયાં વિનોદનું સાધન થઈ પડે તેમ છે. વાર્તા ઇ. ના. નામ જેટલા આકર્ષક હોય છે તેટલું લખાણ આકર્ષક હોતું નથી. ટુંકી વાર્તાઓ વધારે કાળજીથી લખાવીને બહાર પાડવામાં આવે. તો પત્ર જલદીથી જનસમુહની પસંદગી મેળવી લે એમ અમે માનીએ છીએ. શરૂઆતના અંકો આશા આપતા છે એટલે ભવિષ્યમાં સુધારા વધારાને અવકાશ રહે છે.

**બાલ સંવાદો** લેખક ઇશ્વરલાલ કરશનજી જોશી શિ. શાળા નં–૧ વડોદરા.

આ પુસ્તક **ભટ્ટ ભાસ્કર** માસિકની ભેટ તરીકે બહાર પાડવામાં એ નિર્દોષ આનંદ આપે અને તે સાથે નૈતિક ભાવનાની ઉદ્દેશ ધ્યાનમાં રાખી સંવાદો યોજાયા છે આવી જાતનું બહુજ જુજ પ્રમાણમાં છે એટલેઆ પુસ્તક બહુ આવકાર છે. આ પુસ્તકનો સત્કાર કરવાની અમે ગુજરાતની તને ભલામણ કરીએ છીએ.

**શિવાય:—**બ્રહ્મચારી માસિક પગ [સિદ્ધપુર] વિશ્વજ્યોતિ માસિક માસિક [સુરત] વનિતા વિજ્ઞાન માસિક [સુરત] ભિલ વિદ્યાતેજ માસિક ભટ્ટ ભાસ્કર મસિક વડોદરા વિગેરે મળ્યો છે. ભલામણ હવે પછીના પુસ્તક માટે મુલતવી રાખવા પડયા છે.

## —: ફ્રાન્સની બનાવટના :—

# —ઈમીટેશન ડાયમંડ (હીરા)—

રસાયનીક વીદ્યાથી બનાવેલ ઉંચી જાતની ખરડમાંથી બની શકે તેટલા વધારેમાં વધારે પહેલ [કટસ] પાડી ઘણીજ મહેનતે તૈયાર કરેલા આ બ્રીલીયન કટન ફ્રાન્સની બનાવટના ઈમીટેશન ડાયમંડ કારીગીરીનો એક ઘણો સુંદર નમુનો છે. તેજ, પાણી અને દેખાવમાં ખરા હીરાનો આબેહુબ હરીફ છે એક વખત મંગાવી જોવા ખાસ આગ્રહથી ભલામણ કરીએ છીએ. કુંડાજોડી નાકની શળીઓ, વીંટીઓ, બટન, તથા એરીંગોને બરના ૧ રતીના ૧૨ નંગથી માંડી ૩ રતીના ૧ નંગના વજન સુધીના જેવા જોઇએ તેવા મલશે. કીંમત રતી ૧ ના ફકત રૂા. ૨॥

એ સિવાય ઉંચામાં ઉંચી જાતના ઈમીટેશન માણેક [લાલ] પન્નાં (લીલાં) ગોળ તથા ચોરસ ઘાટનાં વીગેરે પણ મલી શકશે. કીંમત રતી ૧ ના રૂા. ૨॥

## તૈયાર દાગીના.

ઉપર જણાવેલા હીરાના નીચે પ્રમાણે તૈયાર દાગીના પણ મળશે.

અઢાર કેરેટ સોનાની નાકની શળી હીરાજડીત નં. ૧ રૂા. ૪) ડઝનના રૂ. ૪

નવ કેરેટ સોનાની ત્રણ રતીનો હીરો બેસાડેલી વીંટી નં. ૧ રૂ. ૧૨॥

નવ કેરેટ સોનાની હીરાજડીત કુંડાજોડ [લવીંગીયાં] જોડ ૧ રૂ. ૧૫)

પોસ્ટેજ પેકીંગ વી. પી. ખર્ચ અલગ.

ખાસ લાભ—તૈયાર દાગીના મંગાવનારે અડધાં નાણાં અગાઉથી મોકલવાં.

**ખાસ લાભ—**ઓછામાં ઓછો રુ. ૧૫) નો હીરાનો માલ મંગાવનારને ખીસાનું ટકાઉ ને સુંદર ઘડીઆળ ભેટ મળશે.

**લખો:—સજ્જન કંપની, મુ. નડીઆદ (મુંબાઇ)**

